સરળ

# ગુજરાત પ્રાંતની સામાન્ય

# ભૂગોળ.



કર્તા,
ગોકળદાસ કુબેરદાસ મહેતા,
માડવીની પોળ, માળીની ખડકી,
અમદાવાદ.

પ્રકાશક,
ચંદુલાલ મણિલાલ પરીખ,
બુકસેલર,
ગાંધીરોડ અમદાવાદ.

કિંમત રૂ. ૦-૩-૬

સરળ

# ગુજરાત પ્રાંતની સામાન્ય

# ભૂગોળ.

---


કર્તા,

ગોકળદાસ કુબેરદાસ મહેતા.

માંડવીની પોળ, માળીની ખડકી,

અમદાવાદ.



પ્રકાશક,

ચંદુલાલ મણિલાલ પરીખ,

બુકસેલર,

રતનપોળ, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી     પ્રત ૨૧૫૦

સંવત ૧૯૮૦     સને ૧૯૨૩

સ્થાન આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ—અમદાવાદ

મુદ્રક પ્રાણજીવન વિશ્વનાથ પાઠક


કિંમત રૂ. ૦-૩-૬

# પ્રસ્તાવના.

બીજા ધોરણમાં બાળકોને ભૂગોળનું સ્થૂળ જ્ઞાન આપવાની શરૂઆત થાય છે ને ધો. ૨ માં વિદ્યાર્થી પોતાના વતન તથા તાલુકાનું જ્ઞાન મેળવે છે

ધોરણ ૩ જાના અભ્યાસક્રમમાં જિલ્લાના વિશેષ જ્ઞાન સાથે ગુજરાતનું સામાન્ય જ્ઞાન પણ વિદ્યાર્થીઓને મેળવવાનું હોય છે ભૂગોળ અને ઇતિહાસને ગાઢ સંબંધ છે, આથી ભૂગોળનું જ્ઞાન આપવામાં છોકરાંને રસ ઉત્પન્ન થાય, તેવી રીતે ઇતિહાસનો સંબંધ જોડીને જો તે વિષય શિખવવામાં આવે, તો વિદ્યાર્થીને તે વધારે ઉપયોગી થઈ પડે છે

શાળાઓમાં ચાલતી હાલની ગોખણપટ્ટીને કેટલેક અંશે નાબુદ કરવા, અને વિદ્યાર્થીઓને આ વિષયમાં રસ ઉત્પન્ન થાય તેમ કરવા મેં બનતો પ્રયત્ન કર્યો છે બાળકો પોતાની જાતે ભૂગોળનું આ નાનું પુસ્તક વાંચી સમજતા થાય તે હેતુ કેટલે દરજ્જે પાર પડ્યો છે, તે તો મારા વિદ્યાર્થી-બન્ધુઓ અને શિક્ષકભાઈઓના અભિપ્રાય ઉપર સોંપી અત્ર વિરમું છું

છેવટે આ નાનકડું પુસ્તક છપાવી પ્રસિદ્ધ કરવા બદલ ખડાયતા બુક ડીપોના માલીક ભાઈ ચંદુલાલ મણિલાલ પરીખનો પણ આભાર માનું છું.

અમદાવાદ.
આડવીની પોળ, માળીની ખડકી
માગશર સુદ ૫ ૧૯૮૦.

લેખક.

સરળ

# ગુજરાત પ્રાંતની સામાન્ય
# ભૂગોળ.

---

છોકરાંઓ, તમે બીજી ચોપડીમા તમારા ગામ તથા તાલુકાની ભૂગોળ શીખી ગયા. વળી ત્યા દિશાઓ અને ખુણાઓ પણ ઓળખતા શીખ્યા હવે તમારે **જિલ્લાની** અને **પ્રાંતની** ભૂગોળ શીખવાની છે

તમારા તાલુકાની આસપાસ બીજા પણ તાલુકાઓ છે. **તાલુકા ભેગા મળવાથી જિલ્લો બને છે.** આપણો દસક્રોઈ તાલુકો અમદાવાદ જિલ્લામા આવેલો છે **જિલ્લાના મુખ્ય અમલદારને કલેકટર કહે છે.** તે જિલ્લાના મુખ્ય ગામમા રહે છે આપણા જિલ્લાના કલેકટર **અમદાવાદમાં** રહે છે કલેકટરના હાથ નીચે દરેક તાલુકા દીઠ એકેક મામલતદાર હોય છે

આપણે પાછળ જોયુ કે **ઘણાં ગામ ભેગાં મળવાથી તાલુકો** બને છે અને **પાંચ સાત તાલુકા ભેગા મળવાથી જિલ્લો** થાય છે. જિલ્લાઓનો પ્રાતમા સમાવેશ થાય છે

**એકજ ભાષા બોલનારા અને સરખા પહેરવેશવાળા તથા રીતરિવાજવાળા લોકો જેમાં વસે છે, તેને પ્રાંત કહે છે.** આપણા પ્રાતનુ નામ **ગુજરાત પ્રાંત** છે તેમા વસનારા લોકો **ગુજરાતી** કહેવાય છે, અને તેઓ

જે ભાષા બોલે છે, તે પણ **ગુજરાતી ભાષા** કહેવાય છે, તમારી ચોપડીઓ તે ભાષામા લખેલી છે.

અસલ આ સ્થળે **ભટ્ટાર્ક ગુર્જર** નામનો સરદાર થઈ ગયો, તેના નામ પરથી આપણા પ્રાતનુ નામ ગુર્જરરાષ્ટ્ર અને છેવટે **ગુજરાત** પડયુ છે ગુજરાતમા વસનાર હિન્દુ, પારસી, મુસલમાન વગેરે સઘળા લોકોને **ગુજરાતી** કહે છે

હાલમા ગુજરાતમા અગ્રેજ સરકારનુ રાજ્ય છે તેઓ પરદેશી છે તેમનો દેશ અહીથી ૫૦૦૦ માઈલ દૂર છે **આપણા રાજા મહારાજા પાંચમા જ્યોર્જ છે.** તેઓ તેમના દેશમા રહે છે અને તેમના તરફથી માણસો આવી અહીં રાજ્ય ચલાવે છે ગુજરાતમા અગ્રેજી રાજ્ય સ્થાપન થયે ફક્ત ૧૦૦ વર્ષજ થયા છે ત્યાર પહેલા ગુજરાતમા દેશી રાજાઓનુ રાજ્ય હતુ હજી પણ ગુજરાતમા ઠામ ઠામ નાના દેશી રાજ્યો છે એ દેશી રાજ્યોનો પણ ગુજરાત પ્રાતમા સમાવેશ થાય છે

તાલુકા અને જિલ્લાના જેવો ગુજરાત પ્રાતનો પણ નકશો છે તેમા તમે જોશો, તો મુખ્ય બે રગો* દીઠામા આવશે **લાલ અને પીળો લાલ રંગ અંગ્રેજ સરકારની, અને પીળો રંગ દેશી રાજ્યોની હદ બતાવે છે**

નીચેના જિલ્લાઓ અગ્રેજ સરકારને તાબે છે

૧ **અમદાવાદ**, ૨ ખેડા, ૩ **પચમહાલ**, ૪ **ભરૂચ**, અને ૫ **સુરત**

**દેશી રાજ્યો—૧ ગાયકવાડ, ૨ કાઠિઆવાડ એ-**

* જૂદા જૂદા રગો છે, તે જિલ્લા વગેરેની જૂદી હદ દર્શાવે છે તે શિક્ષકે સમજાવવુ.

**જન્સિ, ૩ પાલણપુર એજન્સિ, ૪ મહીકાંઠા એજન્સિ, ૫ રેવાકાંઠા એજન્સિ, ૬ પચમહાલ એજન્સિ, ૭ સુરત એજન્સિ, અને ૮ ખભાત સસ્થાન.**

જિલ્લાઓનો કારભાર કલેક્ટર કરે છે. દેશી રાજ્યોનો કારભાર ત્યાના **રાજાઓ** કરે છે, પરતુ તેમના કામ ઉપર અગ્રેજ સરકાર તરફથી મૂકેલો અમલદાર પૂરતી દેખરેખ રાખે છે દેશી રાજા તે અમલદારની સલાહ સિવાય ભાગ્યેજ કોઈ કામ કરી શકે છે

દેશી રાજ્ય નાનુ કે મોટુ હોય, તેના પ્રમાણમા ત્યા અગ્રેજ સરકારનો અમલદાર રહે છે. **નાના દેશી રાજ્યોના સમુહ-એજન્સિ-માં રહેતા અમલદારને પોલિટિકલ એજન્ટ કહે છે. અને મોટા દરજ્જાના રાજ્યોમાં રેસિડન્ટ કે એજન્ટ ટુ ધ ગવર્નર રહે છે.**

ઉપર કહેલા **પાલણપુર, મહીકાંઠા, અને રેવાકાંઠા એજન્સિઓમાં પોલિટિકલ એજન્ટ રહે છે. ગાયકવાડના રાજ્યમાં રેસિડન્ટ છે. આખા કાઠિઆવાડ ઉપર સામાન્ય દેખરેખ રાખનાર એજન્ટ ટુ ધ ગવર્નર છે,** અને તેના હાથ નીચે પોલિટિકલ એજન્ટો પણ છે જે દેશી રાજ્યો તદ્દન નાના છે તેની ઉપર જુદો અમલદાર નહિ રાખતા, પાસેના જિલ્લાના કલેક્ટરને તેનો કારભાર સોપેલો હોય છે જેમકે **પચમહાલ એજન્સિ પર પંચમહાલ જિલ્લાનો અને સુરત એજન્સિ પર સુરત જિલ્લાનો કલેકટર દેખરેખ રાખે છે. ખંભાત સંસ્થાન ખેડા જિલ્લાના કલેકટરની દેખરેખ નીચે છે.**

**વિભાગ**—અંગ્રેજ સરકારે પોતાની સરળતા ખાતર **વડોદરા સંસ્થાન તથા કાઠિઆવાડ એજન્સિ બાદ કરતાં આખો ગુજરાત પ્રાંત તથા તેની દક્ષિણમાં આવેલો થાણા જિલ્લો એ બધાને ઉત્તરવિભાગ** નામ આપ્યું છે તેના ઉપરી **કમિશનર છે તે અમદાવાદમાં રહે છે.** જિલ્લાઓના કલેકટરોના ઉપરી પણ આ કમિશનર સાહેબ છે આપણા ગુજરાત પ્રાંતના ઉપરી પણ આ કમિશનર સાહેબ છે

હવે આપણે ગુજરાતની બીજી હકીકત વાંચતા પહેલા ભૂગોળની કેટલીક વ્યાખ્યાઓ સમજી લઈએ એ વ્યાખ્યાઓમાંની ઘણીખરી તમારે બરોબર જાણવી હોય, તો તમારા શિક્ષકની સાથે તમો ફુરસદના વખતે નદી જોવા સ્થળે કરવા જશો, તો ત્યા તેઓ તમને સારી પેઠે સમજાવશે



# ભૂગોળની વ્યાખ્યાઓની સમજ.



**ભૂગોળ=ભૂ=પૃથ્વી-જમીન+ગોળ=ગોળો.**

**આપણે જેના ઉપર રહીએ છીએ તેનો આકાર ગોળ છે.**

**તળાવ**—ચોમાસામા જમીન પર વરસાદનુ જે પાણી પડે છે, તેમાનું કેટલુક આસપાસ ખાડા હોય છે, તેમા પણ ભરાય છે **પાણીથી ભરેલા આવા મોટા ખાડાને તળાવ કહે છે.** તળાવનુ પાણી નાહવા ધોવાના તથા ઢોરને પીવાના કામમા આવે છે

સરોવર—તળાવથી મોટું હોય તેને સરોવર કહે છે.

નદી—પાણીનું જે વહેણ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જમીન પર થઈ દરીઆ સરોવર કે રણને મળે છે, તેને નદી કહે છે. નદીનું પાણી મીઠુ છે.

ટેકરો—જમીનના થોડા ઉંચા ભાગને ટેકરી કે ટેકરો કહે છે.

ડુંગર, પર્વત—ટેકરાથી ઉંચો તેને ડુંગર. અને ઘણા ઉંચા ડુંગરને પર્વત કહે છે. પર્વતો ઉપર ઝાડો તથા પત્થરો હોય છે

દરીઆ કે સમુદ્ર—પૃથ્વી પરના ખારા પાણીના મોટા ભાગને દરીઆ કે સમુદ્ર કહે છે.

અખાત—સમુદ્રનો ફાંટો લાંબો થઈને જમીનમાં ગએલો હોય, તેને અખાત કહે છે. જેમકે ખભાતનો અખાત

ઉપસાગર—ઉપ=નાનો + સાગર = સમુદ્ર. નાનો સમુદ્ર. અખાતથી મોટો હોય તેને ઉપસાગર કહે છે.

ભૂશિર– ભૂ=જમીન + શિર = માથુ . જમીનની અણી લાંબી થઈને સમુદ્રમા ગએલી હોય, તેને ભૂશિર કહે છે.

સામુદ્રધુનિ—પાણીના બે મોટા ભાગને સાંધનારો પાણીનો નાનો ભાગ, તેને સામુદ્રધુનિ કહે છે.

સંયોગીભૂમિ—જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ તેને સંયોગીભૂમિ કહે છે.

બેટ—જેની ચારે બાજુ પાણી અને વચ્ચે જમીન હોય તેને બેટ કહે છે.

દ્વીપકલ્પ—જેની ત્રણ બાજુ પાણી અને એક બાજુ જમીન હોય, તેને દ્વીપકલ્પ કહે છે.

નદીનું મૂળ અને મુખ—જ્યાંથી નદી નીકળે છે તે મૂળ, અને જયાં નદી મળે તે મુખ કહેવાય છે. ઘણીખરી નદીઓનાં મૂળ પર્વત હોય છે, અને મુખ દરીઓ હોય છે.

નદીનો સંગમ—જે સ્થળે બે કે તેથી વધારે નદીઓ ભેગી થતી હોય, તેને સગમ કહે છે.

બંદર—જે શહેર દરીઆ કે નદી કિનારે આવેલું હોય, અને જ્યાંથી વહાણ મારફતે માલ અને માણસો ચઢતાં ઉતરતાં હોય તેને બંદર કહે છે. જેમકે ખંભાત, સુરત, ભરૂચ.

દીવાદાંડી—દરીઆમા કેટલેક ઠેકાણે પાણીની નીચે પત્થરના મોટા ખડકો હોય છે, તે પાણીને લીધે દેખાતા નથી, દૂરથી આવનાર વહાણ તેની સાથે અથડાઈને ભાગી જાય છે તેથી આવે સ્થળે એક ઉંચા થાંભલા પર ફરતો દીવો રાખવામાં આવે છે, તેને દીવાદાંડી કહે છે. ઘોઘા પાસે આવી દીવાદાંડી છે

રણ—જે જગામાં ઝાડ પાન, પાણી કે વસ્તી હોય નહિ, અને જ્યાં મોટા ભાગે પુષ્કળ રેતીજ હોય તે જગા રણ કહેવાય છે. જેમકે કચ્છનુ રણ.

ખીણ—બે પર્વતોની વચ્ચે આવેલી ઉંડી જગાને ખીણ કહે છે.

—

# સીમા.

છોકરાઓ, તમે ગુજરાત પ્રાંતના નકશા તરફ જોશો તો જણાશે કે તેની ઉત્તર દિશાએ આબુ પર્વત અને શિરોઈ, તથા કચ્છનું રણ આવેલું છે. દક્ષિણે થાણા જિલ્લો, અને અરબી સમુદ્ર, પૂર્વે માળવા અને ખાનદેશ, તથા પશ્ચિમે કચ્છનો અખાત તથા અરબી સમુદ્ર આવેલાં છે.

વળી નકશામા જોશો તો જણાશે કે ગુજરાતના કુદરતી રીતે જ બે ભાગ પડેલા છે એક કાઠિઆવાડ દ્વીકલ્પવાળો અને બાકી રહેલો બીજો ખડસ્થભૂમિ વાળો પ્રથમ આપણે ખડસ્થભૂમિવાળો ભાગ લઇશુ.

**પર્વતો**—આપણે પાઠમા પર્વત કોને કહે છે તે જોયુ પર્વતમાથી જુદી જુદી જાતના પત્થરો અને કેટલીક ધાતુઓ પણ નીકળે છે વળી પર્વત પર ઇમારતી તથા બાળવાના લાકડા પણ થાય છે જે પર્વતપર ઝાડી હોતી નથી તે બોડા કહેવાય છે પર્વતની ટોચને શિખર, અને નીચેના ભાગને **તળેટી** કહે છે પર્વતોની ટોચ પર ઉંચાઈને લીધે હવા ઠંડી હોય છે, તેથી ઘણા લોકો ત્યા હવા ખાવા જાય છે, વળી પર્વતની ટોચે દેવદેવીઓના મન્દિરો હોવાથી કેટલાક લોકો જાત્રા કરવા પણ જાય છે

ગુજરાતમા આવા મુખ્ય પર્વતો નીચે પ્રમાણે છે

**આબુ**—ગુજરાતની ઉત્તરે આવેલો છે તેની ઉંચાઈ ૫૬૦૦ ફુટ છે આખા ગુજરાતમા તે મોટો હોવાથી તેને ગિરિરાજ એટલે પર્વતોનો રાજા પણ કહે

છે. ઉનાળામા ઘણા લોકો ત્યા હવા ખાવા જાય છે તેના ઉપર નખી તળાવ, દેલવાડાનાં દહેરાં તથા અંબાભવાનીનું દહેરૂં વગેરે જોવા જેવા છે

**આરાસુર**—ગુજરાતની ઇશાન સરહદ પર આવેલો છે. તેમાંથી આરસપહાણ નીકળે છે, તેથી તેનુ નામ આરાસુર પડયુ છે.

**પાવાગઢ**—પંચમહાલ જિલ્લામા આવેલો છે તેની ઉંચાઇ ૨૫૦૦ ફુટ છે તેના ઉપર રાતદિવસ પુષ્કળ પવન વાયા કરે છે, તેથી કેટલાક તેને પવનગઢ પણ કહે છે તેની ઉપર કાળકામાતાનુ દેવસ્થાન છે તથા જૈન લોકોના દહેરા પણ છે. પર્વત પરના કિલ્લા, કોઠાર વગેરે જોવા જેવા છે આ પર્વતમાથી લોઢુ ને મેગેનીઝ ધાતુ નીકળે છે.

**શેત્રુંજો**—કાઠિઆવાડમા આવેલો છે તેના ઉપર જૈન લોકોના દહેરા જોવા જેવા છે

**રાજપીપળા**—રેવાકાંઠા એજન્સિમા સહ્યાદ્રિ પર્વતની શાખા છે, તેમા સાગ, વાસ, ઇમારતી લાકડા વગેરે સારા થાય છે અહીંથી અકીકના પત્થર નીકળે છે આ ડુગરોમા વાઘ, ચિત્તા વગેરે હિંસક પ્રાણીઓ દીઠામા આવે છે.

**ગીરનાર**—કાઠિઆવાડમા ઉંચામા ઉંચો છે તેના પર હિંદુ અને જૈન લોકોના દહેરા છે

**ગીર**—આ પણ કાઠિઆવાડમા આવેલો છે તેની પાસેના જંગલમા **સિંહ** જોવામા આવે છે તે સિવાય **ચોટીલા**, બરડો વગેરે પર્વતો પણ છે, તેની વિશેષ હકીકત તમો આગળ શીખશો

---

## નદીઓ.

નર્મદા—આ નદી ગુજરાતમાં મોટામાં મોટી છે. તેની લંબાઈ ૬૦૦ માઇલ છે. તે વિન્ધ્યાચળ પર્વતના અમરકટક શિખ-માંથી નીકળી ખભાત-ના અખાતને મળે છે. તેને કાંઠે ચાણોદ, નાંદોદ, શિનોર અને ભરૂચ એ ગામો આવેલાં છે આ નદીમાં સુરપાણનો ધોધ જોવા જેવો છે.

તાપી—આ નદી સાતપુડા પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે. તેને કાંઠે સુરત અને રાંદેર આવેલાં છે. તેની લબાઈ ૪૫૦ માઇલ છે.

મહી—એ માળવાના ડુંગરમાંથી નીકળી ખં-ભાતના અખાતને મળે છે. તેના ઉપર લુણાવાડા અને ખંભાત આવેલાં છે આ નદીનો પટ મોટો હોવાથી તે મહીસાગર પણ કહેવાય છે, તેની લબાઈ ૨૨૫ માઇલ છે.

સાબરમતી—અરવલ્લીના ડુંગરમાંથી નીકળી ખં-ભાતના અખાતને મળે છે. તેના ઉપર અમદાવાદ આવેલુ છે. આ નદી ૨૦૦ માઇલ લાંબી છે.

ભાદર—કાઠિઆવાડમાં જસદણ પાસેના ડુંગરમાં-થી નીકળી અરબી સમુદ્રને મળે છે.

શેત્રુજી—ગીર પર્વતમાંથી નીકળી ખંભાતના અખાતને મળે છે.

બનાસ અને સરસ્વતી—આરાસુરના પર્વતમાંથી નીકળી કચ્છના રણને મળે છે. તે કુંવારી કહેવાય છે. સરસ્વતી નદી પર સિદ્ધપુર આવેલું છે ત્યાં લોકો માતૃશ્રાદ્ધ કરવા જાય છે.

આ સિવાય વાત્રક, મેશ્વો, ખારી, હાથમતી, દમણગંગા વગેરે નદીઓ છે

**વનસ્પતિ**—ગુજરાત એ એક બગીચા રૂપ છે. તેમા જ્યા જ્યા ડુંગર આવેલા છે, ત્યા ત્યા મહુડા, સીસમ, વાસ, સાગ, બાવળ વગેરેના ઝાડ પુષ્કળ થાય છે આ સિવાય દરેક સ્થળે લીમડો, પીપળો, આમલી, વડ ખાખરા આંબા, રાયણ વગેરે વનસ્પતિ દીઠામા આવે છે

**ખેતીની પેદાશ**—ગુજરાતમા તમાકુ, વરિઆળી જીરૂ કપાસ, શેરડી, ઘઉ, બાજરી, જુવાર, દીવેલી, તલ બાવટા ડાંગર મકાઈ, કાંગ, કઠોળ–મગ, મઠ ચોળા, અડદ વાલ ચણા—વગેરે પુષ્કળ થાય છે

**ખનીજ**—ખાણમાથી નીકળે તે ખનીજ પદાર્થ કહેવાય છે આવા ખનીજ પદાર્થોમા અકીક, આરસપહાણ લોઢુ, મેંગેનીઝ, સુરોખાર વગેરે ગુજરાતમા જુદે જુદે સ્થળેથી નીકળે છે

**જનાવરો**—આખા ગુજરાતમા સિહ ફક્ત ગીરના ડુંગરોમાજ જોવામા આવે છે તે સિવાય વાઘ દીપડા, રીંછ, વરૂ જેવા શિકારી તથા સાબર રોઝ શિઆળ વગેરે જનાવર જંગલમા દીઠામા આવે છે આ સિવાય પાળી શકાય તેવા ઊંટ ઘોડા, ગધેડા, પાડા, બળદ, ગાય, ભેંસ, કુતરા, બિલાડા વગેરે પ્રાણીઓ સર્વ સ્થળે દીઠામા આવે છે

**વસ્તી અને ધંધો**—ગુજરાતની વસ્તી ૯૯,૬૬,૦૭૨ **માણસની** છે અને તે વસ્તી શહેર અને ગામડામા વહેચાએલી છે **ગુજરાતમાં આશરે ૪૦ શહેર અને લગભગ ૫ હજાર ગામડાં છે. ગામડાના લોકોનો મુખ્ય ધંધો ખેતીનો છે શહેરના લોકો વ્યાપાર,**

કારીગરી, મજુરી અને ખાનગી તથા સરકારી નોકરી કરે છે અમદાવાદ જેવા શહેરમા કાપડની મિલો હોવાથી લોકો તેમા પણ કામે વળગેલા છે

**ધર્મ**--ગુજરાતમાં મુખ્ય ધર્મ હિંદુ, મુસલમાન, જૈન, પારસી અને ખ્રિસ્તિ છે. હિંદુ ધર્મમા શૈવ, વૈષ્ણવ, સ્વામિનારાયણ વગેરે અનેક પંથો છે મુસલમાનોમા પણ શિયા અને સુન્ની એવા બે ભાગ છે જૈન લોકો શ્વેતામ્બરી અને દિગંબરી એમ બે પ્રકારના ધર્મ પાળેછે

**વેપાર**--ગુજરાતમા ખેતીથી તથા ઉદ્યોગથી જે પાક છે તેમાથી કપાસ, સુતર, સુતરાઉ કાપડ, તમાકુ, તેલીબીઆ મલાઈ અને અનાજ પરદેશ જાય છે અને તેના બદલામા સોનુ, રૂપુ, લોઢાના સામાન, સાચાકામ, વિલાયતી કાપડ, દવાઓ, ખાંડ, કાચના વાસણો, કેરોસીન અને રંગો પરદેશથી અત્રે આવે છે

**વ્યવહારનાં સાધનો**--ગુજરાતના મોટા ગામો રેલવેના સબંધથી જોડાએલા છે ગુજરાતમા મુખ્ય રેલવે બી. બી. સી. આઈ રેલવે અને જી-આઈ-પી રેલવે છે. તે સિવાય કાઠિઆવાડમા અને ગાયકવાડી રાજ્યમા પણ જુદી જુદી રેલવેઓછે આગગાડી સિવાય કાચીપાકી સડકો પરગાડા તથા પાડા મારફતે કેટલોક વ્યવહાર ચાલે છે. તાપી, નર્મદા જેવી નદીઓમા નાના વહાણ મારફતે પણ માલ આવજા કરે છે. રતીવાળા રસ્તાઓમા ઊંટ દ્વારા કેટલુક કામ થાય છે.

---

# અમદાવાદ જિલ્લો.

**સીમા**—ઉત્તરે ગાયકવાડનો **કડીપ્રાંત** તથા **મહીકાંઠા એજન્સિ** આવેલી છે, પશ્ચિમે કચ્છનું રણ અને કાઠિ **આવાડ એજન્સિ**, દક્ષિણમા **ભાવનગરનુ રાજ્ય**, તથા પૂર્વમા **ખંભાતનું રાજ્ય, ખભાતનો અખાત** તથા **ખેડા જિલ્લો** આવેલા છે

આ જિલ્લો ગુજરાતમા સૌથી મોટો અને ઉત્તરમા આવેલો છે. તેની વસ્તી **૯૯૦૯૧૧ માણસની** છે આ જિલ્લાના તાલુકા એક જગ્યામા આવેલા નથી પરંતુ બીજા દેશી રાજ્યોને લીધે જુદા જુદા વહેચાઈ ગયા છે આખા જિલ્લાના ફરતી ત્રણ વિભાગ છે ૧લો પ્રાંતીજ એમા મોડાસાનો પહાડી પ્રદેશ આવી જાય છે બીજો મધ્ય વિભાગ તેમા વીરમગામ, સાણંદ, દસક્રોઈ, ધોળકા, અને ધધુકા તાલુકા આવી જાય છે ૩ જો વિભાગ ધધુકા તાલુકાનો છે જિલ્લાના ધોળકા તાલુકાનો દક્ષિણ ભાગ, અને ધધુકા તાલુકાનો પૂર્વ ભાગ **ભાલના** નામથી ઓળખાય છે. ત્યા ઘઉં મારા થાય છે દસક્રોઈ તાલુકાની **ડાંગર** વખણાય છે

**નદીઓ--સાબરમતી** વાત્રક, **ખારી, મેશ્વો, ભાદર અને હાથમતી.**

**સરોવર--નળ** તેનુ પાણી ખારૂ છે

**તાલુકા**-**ઉત્તરદસક્રોઈ, દક્ષિણ દસક્રોઈ, વીરમગામ, ધોળકા** અને **ધધુકા**

**પેટામહાલ—મોડાસા, સાણંદ અને ગોઘા.**

**પેટા મહાલના ઉપરીને મહાલકારી કહે છે. પેટા મહાલ તાલુકાથી નાનો હોય છે.**

---

## ઉત્તર દસક્રોઇ તાલુકો.



**નદીઓ—સાબરમતી** અને **ખારી.**

**સાબરમતી**—અંબાજી પાસેના ડુંગરમાંથી નીકળે છે. તેની લંબાઇ **૨૦૦ માઇલની** છે તે ઉત્તરથી દક્ષિણ દિશા તરફ વહી **ખંભાતના** અખાતને મળે છે.

**ખારી—ખારી** નદી સાબરમતી નદીને મળે છે ત્યા સુધીની તેની લબાઇ **૧૦૫ માઇલ** છે ખારી નદીનુ પાણી કેટલીક વખત **ચંડોળા** તળાવમા લેવામા આવે છે.

**પેદાશ**—આ તાલુકામા મુખ્યત્વે કરીને **બાજરી, જુવાર, કઠોળ, ડાંગર,** અને **શેરડી** થાય છે.

## જાણવા લાયક સ્થળો.

**અમદાવાદ—૨૭૪૦૦૭** સાબરમતી નદી ઉપર આવેલુ છે. તે ગુજરાતના બાદશાહ અહમદશાહે આશરે ૫૦૦ વર્ષ ઉપર વસાવ્યુ હતું. શહેરની આસપાસ ફરતો કોટ છે નહેર ગુજરાતની રાજધાની કહેવાય છે ઉત્તરવિભાગના કમિશનર સાહેબ અને અમદાવાદ જિલ્લાના કલેક્ટર આ શહેરમા રહે છે. શહેરમા કાપડ સુતરની ૬૦ મિલો છે. શહેરનો મુખ્ય વેપાર ત્રણ તાર—સુતર, રેશમ, અને કસબ—છે અહીં શાહઆલમનો રોજો, જુમામસીદ, કાકરીઉ તળાવ, હઠીસીંગની વાડી, સ્વામિનારાયણનુ મદિર, દાદાહરિની વાવ, ભદ્રનો કિલ્લો વગેરે અનેક સ્થળો જોવા જેવા છે

**નરોડા**—ગામમા **વૈષ્ણવ** ધર્મની **બેઠક** અને શ્રાવક લોકોનુ **દહેરાસર** છે ગામથી ૦॥ માઇલ દૂર **ધનુપધારી** માતા છે. ત્યા **અષાડ સુદ ૧૫** ને દિવસે મેળો ભરાય છે ગામમા **પત્થરની વાવ** જોવા જેવી છે.

**અડાલજ**—અડાલજમા આજથી સવા ચારસો વર્ષ ઉપર બાંધેલી પત્થરની મોટી **વાવ** છે તે રૂપીઆ પાંચ લાખના ખર્ચે રૂડાં નામે રજપુતાણીએ બંધાવી હતી. ગુજરાતમા એવડી મોટી અને સુંદર વાવ એકે નથી અડાલજ જવા **ખોડીઆર** સ્ટેશને ઉતરવુ પડે છે ત્યાથી અડાલજ ૨ માઇલ છે.

**સરખેજ**—સરખેજમા **મહુમદ બેગડાની** અને તેના ગુરુ **ગંજબક્ષની** કબરો ઉપર બાંધેલો સુંદર રોજો છે પાસે એક મોટુ તળાવ છે રોજામા ચાંદીની એક **સાંકળ** છે તે અસલ ગુનેગારોને પકડાવવામા આવતી હતી ગુજરાતમા આ રોજો સાગમા સારો છે કબરો ઉપરનુ તથા જાળીઓ ઉપરનુ **કોતરણી** કામ જોવા જેવુ છે

**અચીએર**—અચીએરનુ રગારી કામ વખણાય છે. **સાદલા** અને **ગોદડાંનાં ખોળીઆં** અહીં સાગ બને છે.

આ સિવાય **ગોમતીપુર**, **ઉવારસદ**, **કોચરબ**, **વળાદ**, **ઓગણજ**, **નિકોલ**, **ચાંદખેડા**, **રાયપુર**, **સૈજપુર** વગેરે ગામો છે

**રેલવે સ્ટેશનો**—**અમદાવાદ**, **એલીસબ્રીજ**, **સાબરમતી**, **આંબલીરોડ**, **અસારવા**, **નરોડા**, **વસાદ**, **સરખેજ** ને **મોરૈયા**. –

---

## દક્ષિણ દસક્રોઇ તાલુકો.

---

નદીઓ—**સાબરમતી**, **ખારી**, અને **મેશ્વો**.

પેદાશ—આ તાલુકામા મુખ્ય પાક ડાંગરનો છે અહીંની ડાંગર આખા ગુજરાતમા વખણાય છે. તે સિવાય **વરિઆળી શેરડી**, **ગળી**, **જુવાર**, **બાજરી**, **કઠોર**, **કરિઆતુ** વગેરે થાય છે.

## જાણવા લાયક સ્થળો.

**વટવા**—અમદાવાદથી દક્ષિણે આવેલું છે. અહીં **બે કબરો** અને તે પરના **રોજા** અને એક **મસીદ** જોવા જેવાં છે. રોજામાં શાહઆલમના પિતાને દાટવામાં આવ્યા છે. **બાટવા** નામના ગ્બારીએ તેમની સારી સેવા કરવાથી, તેના નામ ઉપરથી ગામનું નામ **વટવા** પાડ્યું છે. અહીંની **કેરીઓ** વખણાય છે.

**બારેજા**—આ ગામમાં ડાંગર પુષ્કળ થાય છે. ગામમાં પાટીદારની વસ્તી વધારે છે.

**જેતલપુર**—સ્વામિનારાયણનું મન્દિર અને તળાવ જોવા જેવા છે. અહીં અષાડ સુદ ૧૧ ને રોજ **મેળો** (સામૈયો) ભરાય છે. ચડોળા તળાવના પાણીથી અહીં ડાંગર પકવે છે.

**હીરાપુર અને કાસીન્દ્રા**—આ બન્ને ગામોમાં શેરડી પકવી તેમાંથી **ગોળ** બનાવવામાં આવે છે. ગુજરાતમાં સારામાં સારા માટલાનો ગોળ અહીં બને છે.

**પીરાણા**—ગી**સ્પથા** ગામની પાસ **પીરાણાનો** રોજો જોવા જેવો છે. **પીરાણાનો** ધર્મ હિંદુ અને મુસલમાન બંને કોમો પાળે છે. અહીંના મહંતને **કાકા** કહે છે. **ચૈત્ર સુદ ૧** ને દિવસે હિંદુ મુસલમાનનો મોટો **મેળો** ભરાય છે.

**લાંભા**—લાંભા ગામથી અડધો ગાઉ દૂર **બળીઆ** કાકાનું ધામ છે. ત્યાં અમદાવાદના અને તેની આસપાસના લોકો બાધા કરવા જાય છે.

આ સિવાય **બારેજડી, અસલાલી, કણભા, ઉવારસદ, ભુવાલડી, વહેલાલ, વિસલપુર, ગામડી, મીરોલી, રામોલ, વાંચ, હાથીજણ, નાદેજ, પાલડી** વગેરે ગામો છે. **રેલવે સ્ટેશન**—**વટવા** ને **બારેજડી.**

---

## પ્રાંતીજ તાલુકો.

નદીઓ-સાબરમતી. હાથમતી, મેશ્વો, અને ખારી.

મુખ્ય ગામો—

**પ્રાંતીજ**—(૬૮૮૫) પ્રાંતીજ તાલુકાનું મુખ્ય ગામ છે પાસે પાણીનો એક મોટો ખાડો-બાખ-છે. તેમાં સુંદર કમળો થાય છે અહીંના સાબુ વખણાય છે.

**હરસોલ**—મેશ્વો નદી ઉપર છે ત્યાંની મસીદ અને બુરજ જોવા જેવા છે અગાઉ અહીં લશ્કરી ટુકડી રહેતી. ગામની પાસે એક ઝરો છે, તેનું પાણી રાત્રે ઉનું અને દિવસે ટાઢું થાય છે તેનો સ્વાદ વિચિત્ર છે તેના પાણીથી કેટલાક રોગ મટે છે

આ સિવાય ઓરણ. ગાંભોઈ, ધનસુરા, ચોઈલા, દહેગામ વગેરે ગામો છે

## વીરમગામ તાલુકો.

તળાવો—ગંગાસર અને મુનસર.

મુખ્યગામો—

**વીરમગામ**—

**વીરમગામ**—(૨૬૨૬૨) અનાજ અને રૂના વેપારને માટે પ્રખ્યાત છે અહીંની રજાઈઓ વખણાય છે ગામમાં સિદ્ધરાજની મા મીનળદેવીએ બંધાવેલું મુનસર તળાવ તથા સિદ્ધરાજનું બંધાવેલું ગંગાસર તળાવ છે

**ખારાઘોડા**—વીરમગામ તાલુકામાં આવેલું છે અહીંના કુવાનું પાણી ખારું છે, તેથી કુવામાંથી પાણી કાઢી મીઠું

પકવવામા આવે છે આ ભાડાને વરાગડુ મીઠું કહે છે. વીરમગામથી ખારાઘોડા સુધી એક રેલવેનો ફાટો છે

**પાટડી**—( ૫૩૬૫ ) ગામની આસપાસ કોટ અને તેની વચ્ચે એક **કિલ્લો** છે અહીંના દરબારને **દેશાઈ** કહે છે. તે જાતે કડવા કણબી છે ધ્રાગધ્રા રાજ્યનુ એ અમલ મુખ્ય મથક (પાટ) હતુ, તેથી પાટડી કહેવાય છે અહીં પડેલા મીઠુ પકવતા હતા ગામમા એક **વાવ** જોવા જેવી છે

**માંડલ**—( ૫૩૫૨૬ ) અહીં જુની **મસીદો** તથા જૈન દહેરા જોવા જેવા છે અહીંથી રૂ પરદેશ જાય છે

**ભોયણી**—જૈન લોકોનુ મોટું અને સુદર **દેવાલય** છે અહીં **મલ્લીનાથજીની મૂર્તિ** છે તે જમીનમાથી જડી હતી હજારો જૈનો અહીં જાત્રા કરવા આવે છે દહેરાની આસપાસ ધર્મશાળાઓ છે

આ સિવાય **દેત્રોજ, એંગણ, મોરચા, રામપુરા, સીતાપુરા, સિહોર** વગેરે ગામો છે **રેલવેસ્ટેશનો**- **વીરમગામ, પાટડી, ખારાઘોડા, દેત્રોજ.**

---

## ધોળકા તાલુકો.

---

**તળાવો—મલાવ, ખાન, અને નળ.** નળ સરોવર ધોળકા તાલુકાની પશ્ચિમે આવેલુ છે તેનુ પાણી ખારૂ છે, તેને **નળકાંઠો** કહે છે તેનાથી ડાગર પકવે છે.

**ધોળકા**—(૧૨૫૧૩) આ શહેરને પ્રથમ **વૈરાટનગરી** કહેતા હતા પાડવો અહીં એક વર્ષ છુપા રહ્યા હતા. ગામમા પાડવોની નિશાળ અને મીનળદેવીનું બધાવેલુ **મલાવ તળાવ** તથા **ખાન તળાવ** જોવા જેવા છે ધોળકાના **સુંઠ, દાડમ** અને **જામફળ** વખણાય છે

**વડિઠા**—ધોળકા તાલુકામા આવેલુ નાનું ગામ છે. ત્યા સાત નદીઓનો **સંગમ** થાય છે, તેથી કાર્તકી પુનમ ઉપર ત્યા લગભગ એક લાખ માણસનો મોટો મેળો ભરાય છે.

આ સિવાય બાવળા, ચલોડા ગાંગડ, બદરખા, સરગવાલા વગેરે ગામો છે રેલવેસ્ટેશનો-ધોળકા અને બાવળા.

---

## ધંધુકા તાલુકો.

---

**નદીઓ**—ભાદર, ગોમા, નીલકા ને ઉતાવળી.

**મુખ્ય ગામો**–

**ધંધુકા**—(૮૦૫૬) ભાદર નદીના કાંઠા પર આવેલુ છે ગામમા મામલતદાર, મુન્સફ તથા કસ્ટમ ખાતાની ઓફિસો છે અહીં **હેમ ચાર્ય**નો જન્મ થયો હતો

**ધોલેરા**—(૩૪૯૧) ખભાતના અખાત પર **બંદર** છે. અહીંથી પુષ્કળ રૂ પરદેશ જાય છે અહીંનુ પાણી ખરાબ છે. ધોલેરાનુ લક્કડ કામ વખણાય છે

**ભડીઆદ**--**ભડીઆદા** પીર નામે મુસલમાનોનુ નામીચુ દેવસ્થાન છે તેનો વર્ષમા એકવાર મેળો ભરાય છે. અહીંનો રોજો જોવા જેવો છે

**ભીમનાથ**--ધંધુકાથી ૧૦ માઇલ નીલકા નદી પર આવેલુ છે **ભીમ નાથ મહાદેવની** જાત્રા કરવા ઘણા લોકો અહીં આવે છે. શ્રાવણી પુનમ અને અમાસે અહીં મેળો ભરાય છે

આ સિવાય બરવાળા, ખસ, ગાંફ વગેરે ગામોછે. **રેલવે સ્ટેશન**--રાણપુર.

---

## સાણંદ મહાલ.

નદીઓ—સાબરમતી અને રોહર.

મુખ્ય ગામો—સાણંદ ને ગોધાવી.

રેલવે સ્ટેશન-સાણંદ. સાણંદની તમાકુ અને ઘઉં વખણાય છે ત્યાની વસ્તી ૬૯૬૨ માણસની છે

## મોડાસા મહાલ.

નદી—માજુમ મુખ્યગામ-મોડાસા. ત્યા મજબુત કિલ્લો છે.

## ઘોઘા મહાલ.

મુખ્યગામ-ઘોઘા ( ૪૧૮૬ ) ખભાતના અખાત પર બંદર છે અહીં સરકારી કચેરીઓ, નિશાળો વગેરે છે અહીં એક દીવાદાંડી છે તે ૧૦ માઈલ દૂરથી દેખાય છે.

# ખેડા જિલ્લો.

આ જીલ્લો ગુજરાતનો બગીચો કહેવાય છે. તે અમદાવાદ જિલ્લાની પૂર્વમા આવેલો છે તેમા દરેક જાતની વનસ્પતિ તથા અનાજ અને ફળફૂલ થાય છે. જિલ્લાની વસ્તી ૭૧૦૯૮૨ માણસોની છે જિલ્લાનો મુખ્ય પાક તમાકુ છે. ખેડા જીલ્લાનો મધ્ય ભાગ ચરોતરના નામથી ઓળખાય છે ચરોતર શબ્દનો અર્થ ઘણો સુંદર થાય છે. કાચુ સોનુ-તમાકુ, ગૂર અને વરિઆળી-પાકે છે. ચરોતરના પાટીદાર કુળવાન ગણાય છે. આ જિલ્લાના લોકોનો મુખ્ય ખોરાક બાજરી છે

નદીઓ -મહી, વાત્રક, શેઢી, ખારી, મેશ્વો, અને મહોર.

તાલુકા—કપડવંજ, ઠાસરા, નડિઆદ, મહેમદાવાદ, માતર, આણંદ, ને બોરસદ.

## જાણવા લાયક સ્થળો.

ખેડા—( ૮૭૭૭ ) વાત્રક અને શેઢી નદીઓના સંગમપર છે જિલ્લાના મુખ્ય અધિકારીઓની ઓફીસો અત્રે હોવાથી તે જાણીતું છે. ખેડા જવા માટે મહેમદાવાદ સ્ટેશને ઉતરવું પડે છે ત્યાંથી ખેડા સુધી કાચી સડક છે

નડિઆદ—( ૩૧૯૩૯ ) ખેડા જિલ્લામા મોટામા મોટુ ગામ છે. અહીંના લોકો ભણતરમા બહુ આગળ વધેલા છે. અહીંનો વેપાર ધમધોકાર ચાલે છે ગામમા સંતરામ અને નરનારાયણના ધામ તથા હિંદુ અનાથાશ્રમ જોવાજેવા છે મુખ્ય વસ્તી ખડાયતા વાણીઆ અને લેઉઆ પાટીદારની છે અહીંથી રેલવેનો એક ફાંટો કપડવજ જાય છે. ગામની સામી બાજુએ પાદરીનુ દવાખાનું છે.

મહેમદાવાદ—( ૬૨૩૮ ) વાત્રક નદી પર આવેલુ છે. ગુજરાતના પાદશાહ મહમુદબેગડાએ પોતાના નામપરથી આ શહેર વસાવ્યુ હતું ભમરીઓ કુવો તથા ચાંદા સુરજના મહેલ જોવા જેવા છે. પહેલા મહેમદાવાદથી અમદાવાદ સુધીનુ ભોયરૂ હતુ, તે હાલમા પૂરાઈ ગયુ છે ત્યા જવાનો રસ્તો ભમરીઆ કુવામાથી જતો હતો

ડાકોર—( ૭૭૯૦ ) ઠાસરા તાલુકામાં જાત્રાનું ઠેકાણુ છે. અહીં રણછોડજી મહારાજની મૂર્તિ છે,

તથા **ગોમતી** નામનું તળાવ છે. આસો સુદ ૧૫ એટલે માણેકઠારી ઉપર અહીં મોટા મેળા ભરાય છે ૮૦૦ વર્ષ ઉપર બોડાણો નામનો ભક્ત દ્વારકાથી રણછોડજીને અત્રે લાવ્યો હતો.

**વડતાલ**—નડિઆદથી ૮ માઇલ દૂર સ્વામિનારાયણ ધર્મના લોકોનું જાત્રાનું ઠેકાણુ છે. ત્યા જવા માટે **બોરીઆવી** સ્ટેશને ઉતરવુ પડે છે વડતાલમા કાર્તેકી તથા **ચૈત્રી પુનમ** ઉપર મોટા મેળા ભરાય છે

**કપડવજ**--( ૧૪૭૯૪ ) સિદ્ધરાજે બધાવેલો કુડ તથા વાવ જેવા જેવા છે અહીં **કાચ અને સાબુ** સારા બને છે ગામમા વહોરા લોકોની હવેલીઓ ખાસ જોવા જેવી છે

**લસુંદ્રા**--કપડવજ તાલુકામા **ઉના પાણીના કુડને** માટે પ્રખ્યાત છે ત્યાના પાણીમા ગધકની વાસ આવે છે, તેથી તેમા નાહવાથી ચામડીના રોગો મટે છે

**આણંદ**—( ૧૪૦૨૪ ) **રેલવેનુ જંકશન છે. અહીં મુંબાઈ, અમદાવાદ, ગોધરા અને ખભાત** તરફથી આવતી ગાડીઓ ભેગી થાય છે. અહી સરકારી કચેરી, પાદરીનુ દવાખાનુ, તથા પ્રેમચદ રાયચદની ધર્મશાળા છે. ગામમા ચરોતર એજ્યુકેશન સોસાઇટીની શાળા જોવા જેવી છે.

**ઉમરેઠ**--( ૧૪૦૨૪ ) ખેડા જિલ્લામા વહેપારનુ બીજા નબરનુ ગામ છે ગામમા **જુની વાવ** તથા **રણછોડજીનાં પગલાં** જોવા જેવા છે. ખેડાવાળ બ્રાહ્મણ, અને ખડાયતા વાણીઆઓની વસ્તી વધારે છે

આ સિવાય **મહુધા, કરમસદ, ઉતરસંડા, ઓડ, બોરસદ**, વગેરે ગામો છે

# પંચમહાલજિલ્લો.



**પંચમહાલ**-પચ=પાંચ+મહાલ=ભાગ=પાંચ ભાગ. આ જિલ્લો ખેડા જિલ્લાની પૂર્વે આવેલો છે, અને તેના પાંચ ભાગ પાડેલા છે. તે ઉપરથી તે પંચમહાલ કહેવાય છે. આ પાચ ભાગમા ત્રણ તાલુકા અને બે પેટા મહાલ છે. તે બે ભાગમા વહેચાએલા છે જિલ્લાની વસ્તી ૩૭૪૮૯૦ માણસની છ

આ જિલ્લાના ઘણાખરા ભાગમા જંગલો આવેલા છે, તેમા સાગ અને મહુડાનાં ઝાડો પુષ્કળ છે અહીંનો સાગ ગોધરીઆ સાગને નામે જાણીતો છે. જગલવાળા ભાગોમા ભીલ અને કોળીની વસ્તી વધારે છે તેઓ જગલમાથી લાખ લાવી, તે વેચી પોતાનુ ગુજરાન ચલાવે છે જિલ્લાનો મુખ્ય પાક મકાઈ અને મહુડાં છે.

ગુજરાતના બીજા જિલ્લાઓ કરતા આ જિલ્લો કેળવણીમા ઘણો પછાત છે

**પર્વત**--પવાગઢ એને પવનગઢ પણ કહે છે કારણ કે ત્યા નિરતર પવન વાયાજ કરે છે ઉનાળામા શ્રીમત લોકો ત્યા હવા ખાવા જાય છે પર્વત પર મહાકાળી અને ભદ્રકાળીની મૂર્તિઓ છે. આ સિવાય પતાઈ રાવળના વખતના જુના કોઠારો, તથા ખાપરા ઝવેરીનો મહેલ, પર્વતની આસપાસ ફરતા કિલ્લાઓ, અને પર્વત પર આવેલુ દુધીઉ તળાવ તથા જન લોકોનાં દહેરાં

જોવા જેવા છે. મહાકાળીના દહેરા ઉપર સદનશા પીરની કબર છે. ત્યાંથી આજવાનું મોટું તળાવ એક નાના ખાડા જેવું દેખાય છે

પાવાગઢ પર્વતમાંથી લોઢાની કાચી ધાતુ, સીસું અને મેંગેનીઝ ધાતુ નીકળે છે.

નદી—મહી.

તાલુકા—ગોધરા, દાહોદ, અને કાલોલ.

પેટામહાલ—હાલોલ, અને ઝાલોદ.

## જાણવા લાયક સ્થળો.

ગોધરા—(૨૬૯૭૯) જિલ્લાનુ મુખ્ય શહેર છે તેની પાસે ગોધરક નામે તળાવ છે સાગના બનાવેલા પારણાં, ઘોડીઆં, રમકડાં, સાંબેલાં વગેરે સારા બને છે

હાલોલ—(૩૮૧૦) અહી મહમુદ બેગડાના વખતમા હાલુર નામના સુથારે એક સુદર બગીચો બનાવ્યો હતો, તેથી પાદશાહે તેનુ નામ કાયમ રાખવા આ ગામનુ નામ હાલોલ પાડ્યુ

દાહોદ—(૧૬૦૭૬) દોહદ.દો=બે+હદ=સીમા.આ સ્થળે માળવા અને ગુજરાતની હદો ભેગી થાય છે, તે ઉપર આ શહેર આવેલુ હોવાથી તેને દાહોદ કહે છે અહી મોગલ પાદશાહ ઔરંગઝેબનો જન્મ થયો હતો ગામની પાસે છાબ નામે તળાવ છે તે સિદ્ધરાજના વખતમા જસમા ઓડણની સરદારી હેઠળ ખોદાયુ હતું ઓડ લોકોની વસ્તી એટલી બધી હતી, કે તેમણે એકેક છાબડુ માટી કાઢી, એટલામા આખુ તળાવ ખોદાઈ ગયુ ' જ મલોને લીધે અહીના હવાપાણી ખરાબ છે

**ચાંપાનેર**—વનરાજના પ્રધાન ચાંપાના નામ પરથી તેનું નામ **ચાંપાનેર** પડ્યું છે. પતાઇ રાવળ નામના હિંદુ રાજા પાસેથી મહમુદ બેગડાએ આ શહેર જીતી લેઇ પોતાની રાજધાની બનાવી હતી. પહેલાં તે ઘણું મોટું શહેર હતું. હાલમાં પાવાગઢ જતાં તેનાં ખંડેરો માત્ર દીઠામાં આવે છે. ચાંપાનેર તૂટી અમદાવાદ વસ્યાની દંતકથા ચાલે છે.

**ટુવા**—ગોધરાથી થોડા માઇલ પર આવેલું છે. અહીં ટાઢા ઉના પાણીના કુંડ છે. કુંડની ઉત્તર દિશામાં આવેલા જગલને મહાભારતની કથામાં આવતું એકચક્રાવન કહે છે. ત્યાં યજ્ઞકુંડ, તથા ભીમનાં પગલાં, અને જુનું શિવાલય છે.

આ સિવાય **કાલોલ**, **ડેરોલ**, અને **વેજલપુર** વગેરે ગામો છે.

---

# ભરૂચ જિલ્લો.

---

ભરૂચ જિલ્લો ખેડા જિલ્લાની દક્ષિણે આવેલો છે. આપણે આગગાડીમાં બેસી ભરૂચ જિલ્લામાંથી ચાલ્યા જતા હોઈએ, તો આસપાસના ખેતરો કપાસને લીધે **સફેદરંગી** દેખાય છે. આ જિલ્લાના પૂર્વ ભાગને કાનમ કહે છે. ત્યાંનો કપાસ કાનમી કપાસના નામે ઓળખાય છે.

કપાસને માટે કાળી જમીન જોઈએ છે. આ જિલ્લાના ઘણાખરા ભાગની જમીન કાળી હોવાથી ત્યાં કપાસ પુષ્કળ થાય છે. તે સિવાય ઘઉં, ચણા અને જુવાર પણ થાય છે. હાંસોટ મહાલના ઘઉં **હાંસોટી** ઘઉંના નામથી જાણીતા છે. જિલ્લાની વસ્તી ૩૦૭૭૪૫ માણસની છે.

**નદીઓ—નર્મદા, મહી, ઢાઢર, અને કીમ.**

નર્મદા નદી ઉપરનો પૂલ ઘણો મોટો છે. ગુજરાતમા તેના જેવો બીજો એક પણ પૂલ નથી.

**તાલુકા—ભરૂચ, અંકલેશ્વર, વાગરા, આમોદ, ને જંબુસર.**

**પેટામહાલ—હાંસોટ**

## જાણવા લાયક સ્થળો.

**ભરૂચ**-(૪૨૬૪૮) એ નર્મદા નદીના કાંઠા પર આવેલુ બંદર છે. ત્યા અસલ ભૃગુ ઋષિનો આશ્રમ આવેલો હોવાથી એનુ નામ **ભરૂચ** પડયુ છે અહીં બળી રાજાએ દશ યજ્ઞ કર્યા હતા, તે સ્થળ **દશાશ્વમેધના** નામથી ઓળખાય છે શહેર પાનડી પને છે, એટલે પાનડીની માફક લંબાઈ વધારે અને પહોળાઈ ઓછી છે **ભરૂચ ૨ાા માઇલ લાંબુ અને ૦ાા માઇલ પહોળું છે.**

**અંકલેશ્વર**—(૧૧૭૬૨) એ તાલુકાનુ ગામ અને રેલ્વે સ્ટેશન છે અહીંથી **નાંદોદ** સુધી નાના માપની ગાડી જાય છે **ભરૂચ અને અંકલેશ્વર વચ્ચે નર્મદાનો મોટો પૂલ છે.**

**શુકલતીર્થ**--ભરૂચથી ૧૦ માઇલ દૂર આવેલુ છે અહીં **ૐકારેશ્વર મહાદેવનું દહેરૂં** છે ત્યા દરસાલ કાર્તકી પુનમે મેળા ભરાય છે

**કબીરવડ**--**શુકલતીર્થ પાસે નર્મદા નદીમાં આ વડ આવેલો છે. કબીર સાહેબે વડના દાતણની ચીરી નાંખી, તેમાંથી આ વડ ઉત્પન્ન થએલો કહેવાય છે. વડ હાલમાં એટલો બધો ફેલાયો છે, કે તેનુ અસલ થડ કયું હશે, તે પણ**

કહી શકાતુ નથી. તેની ઘટામાં ૭૦૦૦ માણસો સમાઈ શકે એવડો તે મોટો છે !

**ભાડભુત**—નર્મદા નદી પર જાત્રાનુ ધામ છે. ત્યા ભાડભુતેશ્વર મહાદેવનું દહેરૂં છે. જે વર્ષમા અધિક બાદરવો હોય છે, ત્યારે ત્યા મેળો ભરાય છે

**આમોદ**—લોઢાની છરી, કાતર, ચપ્પુ વગેરે સાગ બને છે અહીના કારીગરો **પીત્તળની છીંણીઓ** પણ સારી બનાવે છે

આ સિવાય હાંસોટ, જંબુસર, ટંકારીઆ, દહેજ, વાગરા વગેરે મોટા ગામો છે

---

# સુરત જિલ્લો.

---

આ જિલ્લો ગુજરાતની છેક દક્ષિણમા આવેલો છે જિલ્લાના મધ્ય ભાગમા ગાયકવાડી મુલક આવવાથી માડવી અને બારડોલી તાલુકા જુદા પડેલા છે માડવી તાલુકામા જગલો ઘણા છે. ત્યા સાગ ઉગે છે અહીંનો સાગ **વલસાડી સાગના** નામથી જાણીતો છે.

જિલ્લાની વસ્તી ૬૭૪૩૫૧ માણસની છે આ જિ-લ્લાના લોકો ખાવાપીવામા ઘણા શોખીન છે. અને તેથી તેઓ **સુરતી લાલા** કહેવાય છે સુરત જિલ્લામા કેટલેક સ્થળે **શેરડી** અને **વાલની પાપડીઓ** સારી થાય છે. કેટલાક ભાગમા **અનનસ, કેળાં, ફણુસ, કેરી** વગેરે મેવા પણ થાય છે સુરતી લોકો સ ને બદલે હ બોલે છે. જેમકે **સુરતને હુરત**, અને **સખડીને હખડી** કહે છે

**ડુંગર**—મોતા ને પારનેગ તેના ઉપર અસલી કિલ્લો છે

**નદીઓ**—તાપી, પૂર્ણા, અંબિકા, દમણગંગા, મીંઢોળા અને કીમ.

**તાલુકા**--પારડી, વલસાડ, ચીખલી, જલાલપોર, બારડોલી. માંડવી, ચોર્યાસી, અને ઓરપાડ.

**પેટામહાલ**—વાલોડ.

## જાણવા લાયક સ્થળો.

**સુરત**—( ૧૧૭૩૩૪ ) તાપી નદીપર આવેલુ છે સુરતા નામની સ્ત્રીના નામ પરથી તેનું નામ સુરત પડયુ છે આજથી ૨૫૦ વર્ષ ઉપર તે એક મોટુ બદર હતુ યુરોપના વેપારીઓએ પ્રથમ અહીજ પોતાનો વેપાર શરૂ કર્યો હતો. અગ્રેજ લોકોએ પોતાની કોઠી-વખાર-સૌથી પહેલી સુરતમાં નાખી. અત્યારે નદીનુ બારૂ પૂરાઈ જવાથી ઠેઠ સુધી મોટા વહાણો આવી શકતા નથી સુરતમા **રેશમી** અને **કસબી** કાપડ સારૂ બને છે ત્યા કસબ બનાવવાનો ધંધો ધમધોકાર ચાલેછે સુરતની **બરફી** વખણાય છે. ત્યાના લોકો સુઘડ, સાહસિક, અને મોજીલા છે

**રાંદેર**—( ૧૦૫૪૭ ) સુરતની સામે તાપી નદીના કિનારા પર આવેલુ છે ત્યાનો **બોર** વખણાય છે

**વલસાડ**—( ૧૯૮૨૨ ) બદર છે અહીંથી ઇમારતી તથા બાવળના લાકડા, ઇંટો, ગોળ, અનાજ વગેરે પરદેશ ચઢે છે

**બહુધાન**—**બહુધાન્ય** ઉપરથી એ નામ પડયુ છે તે તાપી નદી પર જાત્રાનુ ધામ છે અહીં બાર વર્ષે સિહસ્થ વર્ષમા મોટો મેળો ભરાય છે.

**ઉદવાડા**--પારડી તાલુકામા **પારસી લોકોનું જાત્રાનું** ઠેકાણુ છે પારસીઓ મૂળ ઇરાન દેશમા રહેતા હતા ત્યા તેમના પર મુસલમાનોએ જુલમ ગુજારવા માડયો, એટલે કેટલાક પારસીઓ પોતાના અગ્નિદેવને લઈ આ દેશમા આવ્યા પછી ઉદવાડામા તેમણે એક મોટો કુડ બાધી તેમા **આતશ બહેરામની** સ્થાપના કરી.

**હવાખાવાનાં સ્થળો.**

**ડુમસ**—સુરતથી દશ માઇલ દૂર દરીઆકિનારે આવેલું છે. ત્યા ઉનાળામા લોકો હવા ખાવા જાય છે

**હજીરા**—ઓરપાડ તાલુકામા તાપી નદીના મુખ પર આવેલુ છે ગામનુ મૂળ નામ હઉ છે પરતુ વોકસ સાહેબની ત્યા કબર-હજીરો-છે, તેથી તે જગા **હજીરાના** નામથી ઓળખાય છે ત્યા દીવાદાંડી પણ છે.

**તીથલ**—વલસાડની પાસે દરીઆ કિનારે આવેલુ છે.

---

# એજન્સિઓ.

---

આપણે પાછળ વાચી ગયા કે **દેશી રાજ્યોના સમૂહને એજન્સિ** કહે છે. ગુજરાતમા તેવી એજન્સિઓ નીચે પ્રમાણે છે

**૧ પાલણપુર, ૨ મહીકાંઠા, ૩ રેવાકાંઠા, ૪ પંચમહાલ, ૫ સુરત, અને ૬ કાઠિઆવાડ.** આમા કાઠિઆવાડ સૌથી મોટી છે

---

## પાલણપુર એજન્સિ.

---

આ એજન્સી ગુજરાતની છેક ઉત્તરમા આવેલી છે. તેમા નાના મોટા ૧૩ રાજ્યો છે. તેમા **પાલણપુર, રાધનપુર, વાવ અને થરાદ** મુખ્ય છે

આ એજન્સિનો ઘણો ભાગ રેતાળ હોવાથી ત્યા ઉનાળામાં સખ્ત તાપ પડે છે રેતીવાળા ભાગોમા ઊંટ મારફતે મુસાફરી કરી શકાય છે

**પર્વત-શિરોઈ.**

**નદીઓ**--**બનાસ** અને **સરસ્વતી.** આ બંને નદીઓ કુંવારી છે, કારણ કે તે સમુદ્રને ન મળતા કચ્છના રણમા સમાઈ જાય છે. **સરસ્વતી** નદી હિંદુઓમા પવિત્ર મનાય છે.

## જાણવા લાયક સ્થળો.

**પાલણપુર**--(૧૭૮૪૩) એ એજન્સિનું મુખ્ય ગામ છે. ત્યાંના મુસલમાન રાજા **દીવાન** કહેવાય છે. એજન્સિના ઉપરી પોલિટિકલ એજન્ટ અહી રહે છે ગામની આસપાસ ફરતો કિલ્લો છે

**રાધનપુર**--(૯૯૦૨) અહી પણ મુસલમાની રાજ્ય છે. રાજા **નવાબ** કહેવાય છે. **સુરોખાર** પુષ્કળ થાય છે.

**ડીસા**--(૭૨૧૮) બનાસ નદી પર પાલણપુરથી ૧૮ માઇલ પર આવેલુ છે. **ત્યાં અંગ્રેજી લશ્કરની છાવણી** છે. દિશાવાળ વાણીઆની કુળદેવી **સતમાતાનું** સ્થાનક છે.

**સમી અને મુંજપુર**--કસબા છે. કપાસ સારો થાય છે

---

## મહીકાંઠા એજન્સિ.

---

આ એજન્સિનો કેટલોક ભાગ મહી નદીના કિનારા પર આવેલો હોવાથી, તે મહીકાંઠા એજન્સિ કહેવાય છે. તેના ઘણા ભાગમા ડુંગરો અને જંગલો છે, તેથી વસ્તીનો મોટો ભાગ **ભીલ** અને **કોળી** લોકોનો છે.

એજન્સીમા કુલ ૬૩ રાજ્યો છે તેના ૭ ભાગ પાડયા છે, તે **પરગણાના** નામથી ઓળખાય છે.

**પર્વત**--**આરાસુર.** તે ઉપર **અંબાભવાનીનું**

સુંદર દહેરૂં છે. આ દહેરામાં આજસુધી બકરાં, પાડા વગેરેનો વધ થતો હતો, તે હાલ દાંતાના રાણાની આજ્ઞાથી બંધ કરવામાં આવ્યો છે. આ પર્વતમાંથી આરસપહાણ નીકળે છે

નદીઓ—સાબરમતી, હાથમતી, મહી, વાત્રક, અને મેશ્વો.

મુખ્ય રાજ્યો—દાંતા, ઇડર, અમનગર, પેથાપુર, ભાલુસણા, વડાલી, મોહનપુર, અને આણસા.

જાત્રાનાં સ્થળો—અંબાજી, શામળાજી, બહુચરાજી, ખેડબ્રહ્મા, કુંભારીયા, અને ઉંટડીયા મહાદેવ.

## જાણુવા લાયક સ્થળો.

ઈડર—(૪૯૪૯) એજન્સિનુ મુખ્ય ગામ છે ત્યાનો રાજા ગહોડ જાતનો રજપત છે અહીં જુના વખતનો ઈડરીઓ ગઢ જોવા જેવો છે

અમનગર—એનુ ખરૂ નામ અહમનગર છે તે અમદાવાદ વસાવનાર અહમદશાહ બાદશાહે ઈડરના રાજાને કાબુમા રાખવા વસાવ્યુ હતુ તેની પાસે પત્થરની ખાણો છે.

દાંતા—એ અંબાજીના દહેરા અને આરાસુરના પહાડ માટે પ્રખ્યાત છે. માતાના દહેરાની આવક અહીંના રાજા ખાય છે. રાજા પરમાર જાતના રજપુત છે.

પેથાપુર—બાંધણી નામના સાલ્લા અને બંદુક વખણાય છે

સાદરા—મહીકાંઠા એજન્સિના પોલિટિકલ એજન્ટ રહે છે. અહીં ગરાશીઆ-રજપુત-ના છોકરાઓને ભણુવાની તાલુકદારી સ્કૂલ છે, અંગ્રેજી લશ્કરની છાવણી પણ છે.

## રેવાકાંઠા એજન્સિ.

---

**નર્મદા નદીનું બીજું નામ રેવા છે.** આ એજન્સિના ઘણા રાજ્યો તેના કિનારા પર આવેલા હોવાથી, તેનુ નામ રેવાકાઠા એજન્સિ પડયુ છે આ એજન્સિના મધ્ય ભાગમા **વિંધ્યાચળ** અને દક્ષિણમા **સાતપુડા પર્વત**ના ફાટા આવેલા છે મુખ્ય ફાટો **રાજપીપળાના ડુંગરને** નામે ઓળખાય છે તેમાથી પુષ્કળ **અકીકના પત્થર** નીકળે છે, અને તે સાફ થવા ખભાત જાય છે

અહીંના જગલોમા **વાંસ, સીસમ, ખેર,** અને **ખાખરાનાં ઝાડો પુષ્કળ** ઊગે છે જગલમા **વાઘ, ચિત્તા, રીંછ, ડુક્કર,** વગેરે ફાડી ખાનાર પ્રાણીઓ પણ વસે છે.

પચમહાલ જિલ્લાના કલેક્ટર અહીંના પોલિટિકલ એજન્ટનુ કામ કરે છે, અને તે ગોધરામા રહે છે

આ એજન્સિમા નાના મોટા ૬૨ રાજ્યો છે તેમાથી નીચેના મુખ્ય છે

**૧ રાજપીપળા, ૨ છોટાઉદેપુર, ૩ બારીઆ. ૪ લુણાવાડા, ૫ વાડાસિનોર,** અને **૬ સુંથ.**

**પર્વતો—રાજપીપપળા અને વિંધ્યાચળ.**

નદીઓ—**મહી, નર્મદા, વિશ્વામિત્રી, કરજેણ.**

### જાણવા લાયક સ્થળો.

**નાંદોદ**—(૧૧૦૯૪) રાજપીપળાની રાજધાની કરજણ નદી પર આવેલુ છે. અહીંનો રાજા ગોહેલ રજપુત છે, અને તે **મહારાણા** કહેવાય છે અહીંથી **ગીયાંગામ** અને **અંકલેશ્વર** સુધીની રેલવે છે.

**લુણાવાડા**—(૯૯૫૬) મહી નદી પર આવેલુ છે રાજા સોલકી રજપુત છે અને તે પણ **મહારાણા** કહેવાય છે.

**છોટાઉદેપુર** અને **બારીઆ**—રાજા ચોહાણ જાતના રજપુત હોઈ **મહારાવળ** કહેવાય છે અને ગજ્યોમા જગલ હોવાથી અહીંની હવા ખરાબ છે

**વાડાસિનોર**—(૮૪૫૬) અહીંના મુસલમાન રાજા **બાબી કુટુંબના** છે તે **નવાબ** કહેવાય છે ગામમા એક સુન્દર મિનારો છે

**સુંથ**—પરમાર જાતના રજપુતનુ રાજ્ય છે.

**ચાણોદ**- નર્મદા નદી ઉપર જાત્રાનુ ધામ છે, ત્યા દર વર્ષે કાર્તકી અને ચૈત્રી પુનમે મેળો ભરાય છે ચાણોદથી થોડેક દૂર નદીમા **અનસૂયા** માતાનુ સ્થાન છે

---

## સુરત એજન્સિ.

---

આ એજન્સિ ઘણી નાની છે તેની ઉપર સુરતનો કલેકટર દેખરેખ રાખે છે

**મુખ્ય રાજ્યો**—૧ **વાંસદા**, ૨ **ધરમપુર**, ૩ **સચીન**, અને ૪ **ડાંગ**

વાસદા અને ધરમપુરના રાજ્યોમા પુષ્કળ જંગલો હોવાથી હવા ઘણી ખરાબ છે અહીંના લોકોને **મેલેરીઆ** નામનો તાવ ઘણો વખત સુધી આવ્યાજ કરે છે

### જાણવા લાયક સ્થળો.

**વાંસદા**—સોલકી જાતના રજપુતનુ રાજ્ય છે

**દેવકી ઉનાઇ**—વાસદાથી દશ માઇલ દૂર નાનુ ગામ છે **ત્યાં ઉના પાણીના કુંડ છે.** અહીં ચૈત્રી પુનમે મેળા

ભરાય છે એમ કહેવામા આવે છે કે આ કુંડનુ પાણી હંમેશા ઘણુ ગરમ રહે છે, પરતુ મેળાના પ્રસગે તેનુ પાણી નાહવા જેવું થાય છે'

**ધરમપુર**—(૬૨૩૩) અસલ આ રાજ્ય રામપુરના નામથી ઓળખાતુ ત્યા **સિસોદીઆ** વશના રાજા રાજ્ય કરે છે. વલસાડથી ધરમપુર જવાની ૧૮ માઇલની સડક છે.

**સચીન**—ગામ બહુ નાનુ છે રાજા **હબસી** મુસલમાન હોઈ **નવાબ** કહેવાય છે અહીંની હવા સારી છે.

**ડુમસ**—સચીનના રાજ્યમા પાછળ જણાવ્યુ તેમ હવાખાવાનુ સ્થળ છે

**ડાંગ**—આ જગા તદ્દન જગલો વાળી છે

## પંચમહાલ એજન્સિ.

આ એજન્સિ પચમહાલ જિલ્લાની દક્ષિણે આવેલી છે તેની ઉપર પચમહાલના કલેક્ટર દેખરેખ રાખે છે

મુખ્ય મસ્થાન—**નારૂકોટ**

**શહેરો—નારૂકોટ.**

હાલમા આ એજન્સિ રેવાકાંઠા એજન્સિ સાથે જોડી દેવામા આવી છે

## ખંભાત સંસ્થાન.

આ રાજ્ય ખભાતના અખાતની ઉત્તરે આવેલુ છે. તેની ઘણીખરી જમીન **ખારવાળી** છે ત્યા જે કુવા ખોદવામા આવે છે, તે શરૂઆતમા મીઠા હોય તોપણ જમીન ખારાશ વાળી હોવાથી પાચ વર્ષે નકામા થઈ પડે છે

અહીંના રાજા મોગલ જાતના મુસલમાન હોઈ **નવાબ** કહેવાય છે. તે ખેડા જિલ્લાના કલેક્ટરની દેખરેખ નીચે છે.

**મુખ્ય શહેર** –**ખંભાત**–(૨૭૨૫૬) એનું મૂળ નામ **ત્રંબાવતી** હતુ પ્રથમ આ શહેર ખંભાતના અખાત ઉપર એક જાણીતુ બંદર હતુ, અને અહીંથી પુષ્કળ માલ પરદેશ ચઢતો તથા ઉતરતો હતો. હાલ દરીઓ પાચ માઇલ દૂર જવાથી વેપાર ભાગી પડ્યો છે શહેરમા પાણીના નળ છે. રાજપીપળામાથી આવતા અકીકના પત્થરના બટન, એરીંગ. વીંટીઓ વગેરે સામાન બને છે ખંભાતની સુતરફેણી વખણાય છે

---

## કાઠિઆવાડ એજન્સિ.

અરબી સમુદ્રમાં ખભાત અને કચ્છના અખાતોની વચમાં આવેલા દ્વીપકલ્પને કાઠિઆવાડ કહે છે. એનું જુનુ નામ સૌરાષ્ટ્ર અથવા સોરઠ છે. સૌરાષ્ટ્ર શબ્દનો અર્થ સારો દેશ થાય છે. અત્યારે પણ કાઠિઆવાડના એક ભાગને સોરઠ કહે છે કાઠિઆવાડ નામ કાઠીજાતના રજપુતો ઉપરથી પડયુંછે. આ દ્વીપકલ્પમા જુદા જુદા રાજયોનો નીચે પ્રમાણે મુલક આવેલો છે

ગાયકવાડનો અમરેલી પ્રાંત અને ઓખામંડળ, ફિરંગીનું દીવ, અગ્રેજોનો ધંધુકા તાલુકો તથા ઘોઘા પેટામહાલ, અને તે ઉપરાંત નાનાં મોટાં ૧૯૩ બીજાં દેશી રાજ્યો છે. આ દેશી રાજ્યોમાં ભાવનગર, પોરબંદર, ગોંડલ. ધ્રાંગધ્રા, મોરબી, નવાનગર જુનાગઢ, જાફરાબાદ પહેલા વર્ગના અને વાંકાનેર, ધ્રોળ, રાજકોટ, વઢવાણ, લીમડી, તથા પાલિતાણા બીજા વર્ગના મુખ્ય છે

ઉપર કહેલાં દેશી રાજ્યો ઉપર સામાન્ય દેખરેખ રાખવા મુંબઈના ગવર્નર તરફથી એક ખાસ અમલદાર રાજકોટમાં રહે છે. તે એજન્ટ ટુ ધ ગવર્નર કહેવાય છે. કાઠિઆવાડના હાલમા પૂર્વ કાઠિઆવાડ અને પશ્ચિમ કાઠિઆવાડ એવા બે ભાગ કરવામાં આવ્યા છે, તે ઉપર દેખરેખ રાખવા પોલિટિકલ એજન્ટ નીમેલા છે. આ પોલિટિકલ એજન્ટોના હાથ નીચે કાઠિઆ-વાડના અસલ ચાર ભાગો-ઝાલાવાડ, ગોહીલવાડ, હાલાર, અને સોરઠ-ઉપર આસિસ્ટંટ પોલિટિકલ એજન્ટો છે પ્રથમ આ ચારે ભાગો ઉપર પોલિટિકલ એજન્ટો હતા.

કાઠિઆવાડના રાજાઓ અંગ્રેજ સરકારને તેમજ વડોદરાના ગાયકવાડ સરકારને ખંડણી આપે છે. ગાયકવાડની ખંડણી અંગ્રેજ સરકાર ઉઘરાવી મોકલી આપે છે.

કાઠિઆવાડની વસ્તી ૨૫૩૮૪૯૭ માણસની છે લોકોનો મુખ્ય ધંધો ખેતી છે પણ કેટલેક સ્થળે સોનેરી કસબનું કામ, ગુલાલ, કંકુ, ગીહુ વગેરે બનાવવામા આવે છે. કાઠિઆવાડના ઘણા લોકો પરદેશ જઈ વેપાર અર્થે વસેલા છે. વળી પોરબંદર તરફ પત્થર ને ઘી તથા બીજા કેટલાક ભાગમા રૂનો પાક સારો થાય છે.

અહીના લોકો શરીરે મજબુત અને કદાવર છે તેમનો પહેરવેશ ગુજરાતના બીજા ભાગોના લોકો કરતા જુદો પડે છે તેઓ ચોરણા, બંડીઓ, અને માથે મોટા આમળા વાળા ફેંટા બાંધે છે.

**પર્વતો—ગીર, ગીરનાર, શેત્રુંજો, અને બર્ડા.**

ગીર—સોરઠના દક્ષિણ ભાગમા છે, તેની પાડોશમા જંગલ આવેલુ છે તે ગીરનું જંગલ કહેવાય છે. આ જંગલમા સિંહ જોવામા આવે છે. હિંદુસ્તાનમા બીજે કોઈ સ્થળે સિંહ થતા નથી.

ગીરનાર—જુનાગઢ પાસે આવેલો છે કાઠિઆવાડમા ઉંચામા ઉંચો આ પર્વત છે તેની ઉંચાઈ ૩૫૦૦ ફુટ છે. તેના ઉપર હિંદુ અને જૈન લોકોના પ્રખ્યાત દહેરા છે

શેત્રુંજો—પાલિતાણા પાસે ૨૫૦૦ ફુટ ઉંચો છે. તેની ઉપર જૈન લોકોનાં પુષ્કળ દહેરા છે, તેમા વસ્તુપાલ અને તેજપાળે બંધાવેલા દહેરા ખાસ જોવા જેવા છે.

બર્ડા— તેનો આકાર બર્ડા-વાંસાની કરોડ-ના જેવો છે તેની ઉપર પુષ્કળ વાંસ થાય છે આ પર્વતમાથી લોઢું નીકળે છે

**નદીઓનાં મૂળ અને મુખની વચ્ચે જેમ અંતર વધારે તેમ નદીઓ લાંબી અને ઓછા વેગવાળી; અને એ બંનેની વચ્ચે અંતર ઓછું, તેમ નદીઓ ટુંકી ને વધારે વેગવાળી હોય છે.**

નદીઓ—ભાદર, શેત્રુંજી, આજી, મચ્છુ, વઢવાણનો ભોગાવો, લીમડીનો ભોગાવો, ને સુકભાદર.

**કાઠિઆવાડની નદીઓ નાની છે.**

બંદરો—કાઠિઆવાડ દ્વીપકલ્પ હોવાથી ત્યાં બંદરો સારાં છે. મુખ્ય બંદરો-દ્વારકાં, પોરબંદર, વેરાવળ, દીવ, જાફરાબાદ, ને ભાવનગર.

# ૧ હાલારપ્રાંત.

આ પ્રાંત કાઠિઆવાડના વાયવ્ય ખુણામાં આવેલો છે હાલોજી નામના રજપુત પરથી તે હાલાર કહેવાય છે. તેમા નવાનગર, મોરબી અને ગોંડળ પહેલા વર્ગના, તથા વાંકાનેર, ધ્રોળ અને રાજકોટ એ બીજા વર્ગના મુખ્ય રાજ્યો આવેલા છે બાકીના રાજ્યો નાના છે.

જાણવાલાયક સ્થળો-

**નવાનગર**—( ૪૨૪૯૫ ) નવાનગર રાજ્યની રાજધાની છે અહીંના રાજા જાડેજા રજપુત છે. તે જામના નામથી ઓળખાય છે જામ સાહેબ પરથી આ શહેરને કેટલાક જામનગર પણ કહે છે કાઠિઆવાડમા આ શહેર સૌથી સુંદર છે ત્યા રાજાનો મહેલ, વાવ, વગેરે જોવા જેવા છે શહેરમા જૈન લોકોના પુષ્કળ દહેરા હોવાથી કેટલાક તેને મંદિરોનું નગર પણ કહે છે. અહીં સુડીઓ, કંકુ, રેશમી તથા કસબનુ ભરતકામ વગેરે સારા થાય છે.

**મોરબી**—(૧૩૧૧૫) મોરબી રાજ્યનુ મુખ્ય શહેર મચ્છુ નદી પર આવેલુ છે. અહીંના રાજા પણ જાડેજા રજપુત છે. નદી પરનો ઝૂલતો પૂલ ખાસ જોવા જેવો છે. મોરબીમા તાંબા પિત્તળના વાસણો બહુ સારા થાય છે.

**ગોંડળ**—( ૧૭૪૧૮ ) ગોંડળ રાજ્યની રાજધાની છે. અહીં ગરાસીઆઓના છોકરાઓને ભણવાની એક સ્કૂલ તથા હાઇસ્કૂલ છે. અહીના રાજા પણ જાડેજા રજપુત છે

**વાંકાનેર**—( ૮૫૯૬ ) વાકી બાધણીનુ શહેર છે. અહીના ચોફાળ વખણાય છે, અહીથી પાચ ગાઉ દૂર જાડેશ્વર મહાદેવનુ શિવાલય છે.

રાજકોટ—( ૩૬૦૫૭ ) રાજકોટ રાજ્યની રાજધાનીનુ શહેર આજી નદી પર આવેલુ છે અહી રાજકુમાર કૉલેજ, હાઇસ્કુલ, ટ્રેનિગ કૉલેજો, આજી નદી પરનો કૈસરેહિંદ નામનો પૂલ, હુન્નરશાળા, લાયબ્રેરી વગેરે જોવા જેવા છે. શહેરથી થોડે દૂર કેમ્પ છે. ત્યાના હવાપાણી ઘણા સારા છે કાઠિઆવાડનો એજન્ટ ટુ ધ ગવર્નર તથા પોલિટિકલ એજન્ટ અહી રહે છે

---

## ૨ ઝાલાવાડ પ્રાંત.

આ પ્રાત કાઠિઆવાડના ઇશાન ખુણામા આવેલો છે. અહી પહેલા **ઝાલા** રજપુતોનુ રાજ્ય હતું, તેથી **ઝાલાવાડ** નામ પડયુ છે તેમા **ધ્રાગધ્રા**, પહેલા વર્ગનુ તથા **વઢવાણ**, અને **લીમડી** બીજા વર્ગના મુખ્ય રાજ્યો છે આ પ્રાતનો પોલિટિકલ એજન્ટ **વઢવાણ** કેમ્પમા રહે છે. ધ્રાગધ્રા રાજ્યની વસ્તી ૮૮૪૦૫ માણસની છે, અહીના રાજા **ઝાલા** રજપુત છે વઢવાણ, લીમડી અને વાકાનેર એ ત્રણ રાજ્યો ધ્રાગધ્રાની શાખાઓ છે

### જાણવાલાયક સ્થળો—

**ધ્રાંગધ્રા**—(૧૭૫૨૬ ) ધ્રાગધ્રાના રાજ્યની રાજધાની છે. અહીના ઝાલા રાજાને રાજસાહેબ કહે છે. ગામમા રામ, કૃષ્ણ, બળરામ વગેરેના દહેરા જોવા જેવા છે, અહીના પત્થર આખા ગુજરાતમા વખણાય છે

**વઢવાણ**—( ૧૬૬૯૦ ) વઢવાણ રાજ્યની રાજધાની ભોગાવો નદી પર આવેલુ છે, અને તે રેલવેનુ જંકશન છે. અહીના રાજકર્તા ઠાકોર કહેવાય છે પાસે વઢવાણ કેમ્પ છે, ત્યા લશ્કરી છાવણી છે પોલિટિકલ એજન્ટ કેમ્પમા રહે છે. વઢવાણમા પણ ગરાસીઆના છોકરાઓને ભણવાની શાળા છે અહીના વહોરા ધોવાના સાબુ સારા બનાવે છે. રાણકદેવીના દહેરા તથા માધવબાગ જોવા જેવા છે

**લીમડી**—(૧૧૨૯૮) લીમડી રાજ્યનુ મુખ્ય શહેર છે. અહીના કસાગ સુડીઓ સારી બનાવે છે ગામમા સરકારી મકાનો જોવા જેવા છે અહીના રાજા ઠાકોર કહેવાય છે.

**મુળી**— **સ્વામિનારાયણના** મોટા મદિરને લીધે ખ્યાત છે.

---

## ૩ ગોહીલવાડ પ્રાંત.

---

આ પ્રાત કાઠિઆવાડના અગ્નિ ખુણામા આવેલો છે ગોહીલ રજપુતો પરથી તેનુ નામ ગોહીલવાડ પડ્યુ છે. તેમા **ભાવનગર** પહેલા વર્ગનુ તથા **પાલિતાણા** બીજા વર્ગનુ રાજ્ય છે તે સિવાય **વળા**, ને **લાઠી** બીજા રાજ્યો છે. ભાવનગર રાજ્યની જમીન કાળી હોવાથી કપાસ સારો થાય છે

### જાણવા લાયક સ્થળો—

**ભાવનગર**—(૫૯૨૯૨) ભાવનગર રાજ્યની રાજધાની છે આજથી લગભગ પોણા બસો વર્ષ પર ભાવસીંગજી

નામના રાજાએ આ શહેર વસાવેલું હોવાથી તે ભાવનગર કહેવાય છે આખા કાઠિઆવાડમા આ શહેર મોટામા મોટું અને શોભીતું છે શહેરમા સરકારી મકાનો, મહાવિદ્યાલય, તથા હાઇસ્કૂલ વગેરે જોવા જેવા છે અહીના રાજાને મહારાજા કહે છે. ભાવનગર બદર હોવાથી અહીથી પુષ્કળ રૂ મુબાઈ ચઢે છે

**પાલિતાણા**—(૧૨૮૯૦) શેત્રુજા પર્વતની તળેટીમા છે અને તે જૈન લોકોનુ જાત્રાનુ ધામ છે.

**શિહોર**--અહી તાબા પિત્તળના વાસણ સારા થાય છે, ગૌતમ કુડ નામની તીર્થની જગા છે

**મહુવા**--અરબી સમુદ્રને કાઠે બદર છે. અહી લાકડા તથા હાથીદાતનુ કામ સારૂં થાય છે

**ગઢડા**--સ્વામિનારાયણ ધર્મનુ મોટુ મદિર છે

**કુડલા**—અહી લોઢાના વાસણ તથા ઘોડાનો સામાન સારો થાય છે

**વળા**—આ ગામની પાસે **વલ્લભીપુરનાં** ખડિએર દીઠામા આવે છે.

---

## ૪ સોરઠ પ્રાંત.

---

આ પ્રાત નૈઋત્ય ખુણામા આવેલો છે સોરઠ નામ સૌરાષ્ટ્ર ઉપરથી પડેલુ છે તેમા જુનાગઢ, પોરબંદર, અને જાફરાબાદ એ ત્રણ ૧લા વર્ગના રાજ્યો છે.

## જાણવા લાયક સ્થળો-

**જુનાગઢ**-(૩૩૨૨૧) જુનાગઢના રાજ્યની રાજધાની છે અહીના રાજા બાબી કુટુબના મુસલમાન છે. અને તે નવાબ કહેવાય છે. અહી પરમાત્માના પરમભક્ત નરસિહ મહેતાનો જન્મ થયો હતો શહેરમા હજી પણ નરસિહ મહેતાનો ચોરો, હાઇસ્કૂલ, મહાવિદ્યાલય, તથા નવાબસાહેબનો મહેલ જોવા જેવા છે જુનાગઢની પાસે ગીરનાર પર્વત છે, તે હિદુ તથા જૈન લોકોના દહેરાને લીધે પ્રખ્યાત છે. ગીરનાર પર્વત પર અશોકનો જુનો લેખ છે

**સોમનાથપાટણ**--દરીઆ કાંઠા પર આવેલુ છે. અહી સોમનાથ મહાદેવનુ પ્રખ્યાત દહેરૂ છે આજથી ૯૦૦ વર્ષ પર અહી એક સુન્દર મહાદેવની મૂર્તિ હતી. હજારો ગાઉથી લોકો આ મૂર્તિના દર્શન કરવા આવતા, દહેરામા દ્રવ્ય અઢળક હતું અહીં રાતદિવસ ચાદીના કોડીઆમા ઘીના દીવા બળતા. ૨૦૦ મણ સોનાની સાકળે ઘટડીઓ બાધેલી હતી. મહાદેવના દહેરાના દરવાજાના કમાડ સુખડના હતા. ૧૨૦૦ માઇલ પર આવેલી ગગા નદીના પવિત્ર જળથી મૂર્તિને સ્નાન કરાવવામા આવતુ હતુ. આખા ગુજરાતમા બીજુ એક પણ જાત્રાનુ ધામ સોમનાથ મહાદેવ જેવુ ન હતું, ઇ. ૧૦૨૪ મા મહમદ ગિજનીએ દહેરા ઉપર ચઢાઇ કરી મૂર્તિનું ખડન કર્યું, અને તે પુષ્કળ ધન લેઇ ગયો

**પોરબંદર**—(૨૮૬૯૯) દરીઆ કિનારે બદર છે આ શહેરને **સુદામાપુરી** અને હાલમા કેટલાક **મોહનપુરી** પણ કહે છે. ત્યા કૃષ્ણ પરમાત્માના મિત્ર **સુદામાનો** અને **મહાત્મા ગાંધીજીનો** જન્મ થયો હતો. અહીંનો

પત્થર મુંબાઈ, સુરત અને અમદાવાદ સુધી જાય છે. અહીના રાજા જેઠવા જાતના રજપુત છે

**જાફરાબાદ**—અરબી સમુદ્ર પર બંદર છે રાજા હબસી જાતનો મુસલમાન છે, અને તે જંજીરાના નવાબને તાબે છે.

**વેરાવળ**—અરબી સમુદ્ર પર બંદર છે

---

## વડોદરા રાજ્ય.

આ રાજ્ય અંગ્રેજી રાજ્યના જિલ્લાઓ અને એજન્સિઓની વચ્ચે છુટુ છવાયુ આવેલુ છે. આખા ગુજરાતમાં આ દેશી રાજ્ય સૌથી મોટુ છે. તે હિંદુસ્તાનના ઉપરી વાઇસરોય સાહેબની દેખરેખ નીચે છે. તેમના તરફથી વડોદરામા રેસિડંટ રહે છે

વડોદરાના રાજા શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડ છે તે જાતે મરાઠા છે પોતાની રૈયતને સુખી કરવાને તેઓ સતત પ્રયત્ન કરે છે મહારાજા સાહેબે પોતાના રાજ્યમા કેળવણી મફત અને ફરજિઆત દાખલ કરેલી છે. નાની વયમા પરણવાનો—બાળલગ્નનો—રિવાજ તેમણે બંધ કર્યો છે આ સિવાય રાજ્યના ઘણા ગામોમા પાણીના નળ, લાયબ્રેરિઓ, દવાખાનાં, ઔદ્યોગિક શાળાઓ, અને બોર્ડિંગહાઉસો સ્થાપેલા છે. ગરીબ વિદ્યાર્થીઓને પરદેશ ભણવા જવા માટે શિષ્યવૃત્તિઓ પણ અપાય છે રાજ્યમાં નાનીમોટી ૭૨૦

**લાયબ્રેરિઓ છે. સૌથી મોટી લાયબ્રેરિ વડોદરામાં છે.** તેના જેવી હિંદુસ્તાનમા બીજી એકપણ નથી

**રાજ્ય વહિવટ**—ગાયકવાડી રાજ્યનો વહિવટ અંગ્રેજ સરકારના રાજ્ય પ્રમાણે ચાલે છે રાજ્યનો મુખ્ય અમલદાર **દીવાન** કહેવાય છે. તેને મદદ કરવાને બીજા ચાર **અમાત્યો** પણ છે વડોદરા રાજ્યના ચાર વિભાગ પાડ્યા છે, તેને **પ્રાંત** કહે છે પ્રાતના ઉપરી **સુબા** છે પ્રાતના **મહાલ** અથવા **તાલુકા** અને **પેટામહાલ** પાડવામા આવ્યા છે. આ રાજ્યમા **૩૫ તાલુકા અથવા મહાલ** અને **પાંચ પેટા મહાલ છે. મહાલના ઉપરીને વહિવટદાર કહે છે** આ રાજ્યના દરેક ખાતાનુ તેમજ તેના ઉપરી અધિકારીનું નામ દેશી ભાષામા રાખેલુ છે ન્યાયની વડી અદાલત વડોદરામા છે, અને તે **વરિષ્ટકોર્ટ** કહેવાય છે વડોદરા રાજ્યની વસ્તી **૫૧૨૬૬૨૨** માણસની છે **ચાર પ્રાંતો-૧ વડોદરા, ૨ કડી ૩ નવસારી, ૪ અમરેલી**

વડોદરા પ્રાત ખેડા જિલ્લાની પાસે, કડી પ્રાત અમદાવાદની ઉત્તરે, નવસારી પ્રાન સુરત જિલ્લાની લગોલગ, અને અમરેલી પ્રાત કાઠિઆવાડમા. આવેલો છે. લોકોનો મુખ્ય ધધો ખેતી છે તેઓ અનાજ કપાસ વગેરે પકવે છે. નવસારી પ્રાનનો મુખ્ય પાક **શેરડી** છે.

**પર્વત—સાલેરમુલેર.** નવસારી પ્રાતમા આવેલો છે તેની ઉંચાઈ ૨૬૩૨ હાથ છે

**નદીઓ—સાબરમતી, વિશ્વામિત્રી, મહી, તાપી, નર્મદા, કીમ, મીંઢોળા, પૂર્ણા, અંબીકા, શેત્રુંજી, અને સરસ્વતી.**

## જાણુવાલાયક સ્થળો–

**વડોદરા**–(૯૪૭૧૨) રાજ્યનુ **પાટનગર** વિશ્વામિત્રી નદીના પૂર્વ કિનારા પર આવેલુ છે. અસલ **ચંદન** નામના રાજાના નામ પરથી **ચદનાવતી** કહેવાતુ હતું. શહેરમા લક્ષ્મીવિલાસ રાજમહેલ, નજરબાગ મહેલ, મકરપુરા મહેલ, કળાભુવન, મોટુ પુસ્તકાલય, હાથીખાનુ, સોનારૂપાની તોપો, ઝવેરખાનુ, સુરસાગર તળાવ, સગ્રહસ્થાન, સાર્વજનિક બાગ, ન્યાયમદિર, ચાર ઘડિઆળો, તથા સરકારી મકાનો તેમજ દેવદેવીઓના દહેરા જોવા લાયક છે

**ડભોઈ**—(૧૫૮૭૦) વડોદરાથી ૧૮ માઇલ પર આવેલુ છે આ ગામનો પ્રાચીન કિલ્લો જોવા જેવો છે. તેને ચાર દરવાજા છે. એક દરવાજાનુ નામ હીરા કડીઆ પરથી હીરા દરવાજો પડયુ છે, તે બીજા દરવાજા કરતા નકસીમા ચઢીઆતો છે. ગામમા કપાસ પીલવા માટેના ૨૦ કારખાના તથા રૂની ગાસડીઓ બાધવાના ૫ યત્રો છે અહી પીત્તળના વાસણો, વણાટ કામ, અને લક્કડ સામાન સારો બને છે. વળી ડભોઈ રેલવેનુ જકશન પણ છે

**પેટલાદ**—(૧૫૧૫૯) પાટીદારોનુ ગામ છે અહી વણાટકામ, રગાટી કામ તથા તમાકુનો વેપાર સારી રીતે ચાલે છે પેટલાદની બોર્ડીંગ આખા ચરોતરમા પ્રખ્યાત છે.

**પાટણ**—(૨૭૦૧૭) કડી પ્રાતમા આવેલુ છે. ગુજરાતના રાજા **વનરાજે** પોતાના મિત્ર અણહીલ ભરવાડનુ નામ કાયમ રાખવા તેના નામ પરથી અણહીલપુર પાટણ નામનુ આ શહેર વસાવ્યુ હતુ. અત્યારે પણ ત્યા વનરાજની મૂર્તિ, સિદ્ધરાજે બધાવેલુ સહસ્રલિગ તળાવ,

અને રાણીની વાવ, ખાન સરોવર, ત્રણ દરવાજા તથા અન્ય જોવા લાયક સ્થળો છે આ શહેર પટોળા, માટીના વાસણ, સૂડીઓ વગેરેને માટે પ્રખ્યાત છે.

.સિદ્ધપુર—(૧૬૧૮૭) કડી પ્રાતમા સરસ્વતી નદી પર આવેલુ છે. તેનુ મૂળ નામ **શ્રીસ્થળ** હતુ, પરંતુ સિદ્ધરાજના નામ પરથી તે સિદ્ધપુર કહેવાય છે. શહેરમા પ્રાચીન રૂદ્રમાળના ખડેર, અલ્પ તથા બિન્દુ સરોવર, જ્ઞાનવાવ અને વહોરાઓની હવેલીઓ જોવા જેવી છે અહી વરસમા ચાર મોટા મેળા ભરાય છે. ઘણા લોકો **માતૃશ્રાદ્ધ** કરવા ત્યા જાય છે

વડનગર—( ૧૧૬૭૧ ) એનુ બીજુ નામ **વૃદ્ધનગર** છે. ગામ ઘણુ જુનુ છે વડનગરા નાગરોનુ આ મૂળ રહેઠાણ છે ત્યા હાટકેશ્વર મહાદેવ, સોમનાથ મહાદેવ, અબાજી માતા, આશાપુરી માતા વગેરેના મદિરો જોવા જેવા છે અહીંના છીપા લોકો કપડા રગવાનુ કામ સારૂં કરે છે

**નવસારી**—( ૧૯૪૦૭ ) નવસારી પ્રાતનું મુખ્ય શહેર છે. તેમા પારસીઓની વસ્તી વધારે છે શહેરમા કચેરીઓ, શાળાઓ, પુસ્તકાલય, સગ્રહસ્થાન, તળાવો વગેરે જોવા જેવા છે અહીના ખત્રીઓ હાથની સાળથી સુદર સાડીઓ વણે છે ખુરશીઓ, મેજ, પલગ વગેરે લક્કડ કામ પણ સારૂ થાય છે નવસારી બદર હોવાથી કેરી, કેળા, ફ્ણસ વગેરે અહીંથી પરદેશ જાય છે અહીંની હવા સારી હોવાથી મહારાજા સાહેબ હવાફેર કરવા આવે છે

**ગણદેવી**—નવસારી પ્રાતમા આવેલુ છે ત્યા ખાડ બનાવવા માટેની ચક્રી, અનાજ દળવાની ઘટીઓ, તથા આ-

ગલોરી નળીઆ બનાવવાનુ કારખાનુ વગેરે છે. અહી શેરડી પુષ્કળ વેચાય છે

**અમરેલી** –( ૧૭૭૯૩ ) અમરેલી પ્રાનમા મુખ્ય શહેર છે. ત્યા પછેડીઓ, ખેસ, ચોફાળ, ઉનના ધાબળા, કામળા વગેરે સારા બને છે, અહી રગારી કામ પણ સારૂ થાય છે. અહીના કારીગરી વાળા ચાદીના ઓપદાર વાસણો તથા તપખીર વખણાય છે.

**દ્વારકાં** —( ૭૯૯૭ ) અરબી સમુદ્રના કિનારા પર આવેલુ બદર છે તે હિંદુઓનુ જાત્રાનુ ધામ છે ગામમા રણછોડરાયજી, ગોમતીજી, મહાલક્ષ્મીજી, શામળશાશેઠ, નરસિહ મહેતા, મીરાબાઈ વગેરેના મદિરો આવેલા છે. વળી આ ગાયકવાડ સરકારનુ લશ્કરી મથક પણ છે શકરાચાર્યનો શારદાપીઠનો મઠ છે આ ગામ એક વખત કૃષ્ણ ભગવાનની રાજધાની હતું. દર વરસે લાખો માણસો અહી જાત્રા કરવા આવે છે.

---

# સ્વતંત્ર રાજ્યો

---

## દીવ અને દમણ

---

ગુજરાતમા અગ્રેજી રાજ્ય અને દેશી રાજ્યો સિવાય **દીવ** તથા **દમણ** પરદેશી રાજ્યની સત્તા નીચે છે તે **ફીરગી** કે **પોર્ટુગીઝ** લોકોને તાબે છે પોર્ટુગીઝ લોકો યુરોપમા આવેલા **પોર્ટુગલ** દેશના રહેવાસી છે. તેઓ હિદમા

વેપાર કરવા આવ્યા હતા, અને તેમાથી તેમણે આ મુલક મેળવ્યો હતો. તેઓ અગ્રેજ સરકારથી સ્વતંત્ર છે દેશી રાજ્યોની માફક તેમને ખડણી ભરવી પડતી નથી. નકશામા આ સસ્થાનોનો રગ લીલો દર્શાવેલો છે

**દીવ**—આ નામનો બેટ કાઠિઆવાડના દક્ષિણ કિનારે આવેલો છે અને તેની રાજધાની **દીવ બંદર છે** ત્યાના ભાવસારો છાપવાનુ કામ સારૂ કરે છે અસલ આ શહેર વેપારનું મોટુ મથક હતું

**દમણ**—સુરત જિલ્લાની દક્ષિણે ફીરગી લોકોનુ આ બીજુ સસ્થાન ખભાત સસ્થાન જેવડુ છે તેનો નગર **હવેલી** નામનો તાલુકો ફળદ્રુપ છે

---

## ગુજરાતની રાજ્ય વ્યવસ્થા.

---

ઘરનો કારભાર ચલાવવાને જેમ કુટુબના માણસોને જુદા જુદા કામ કરવા પડે છે, તેમ ગામ, તાલુકો, જિલ્લો, અને આખા પ્રાતનો કારભાર ચલાવવાને માટે સરકારે જુદા જુદા ખાતા પાડેલા છે .

આપણે પાછળ જોઈ ગયા કે **ગુજરાત પ્રાંતના ઉપરી કમિશનર સાહેબ છે.** તેમના હાથ નીચે જિલ્લાના **કલેકટરો** અને કલેકટરના હાથ નીચે **તાલુકાવાર મામલતદારો હોય છે.** મામલતદારોના હાથ નીચે ગામવાર **મુખી અને તલાટીઓ છે.** આ બધા અધિકારીઓનુ કામ ચોરી, લૂટફાટ થતી અટકાવી મહેસુલ ભેગુ કરવાનુ છે.

આ સિવાય નીચેના ખાતા પણ સરકારે ગખેલા છે

**પોલીસ ખાતું**—ચોર અને લુટારાને પકડવા, તથા ગુના થતા અટકાવવા સરકારે આ ખાતું કાઢ્યુ છે આ ખાતામા જિલ્લા દીઠ એક **પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ** હોય છે તેના હાથ નીચે પોલીસ ઇન્સપેક્ટર, સબ ઇન્સ્પેક્ટર. જમાદાર, નાયક વગેરે નાના અમલદારો છે દરેક ગા મમા મુખી ( પોલીસ પટેલ ) હોય છે તે ગામમા કઈ નવાજુની થતા તાલુકાના સબ ઇન્સ્પેક્ટરને ખબર આપે છે

**દિવાની ખાતું**—પૈસાની લેવડદેવડમા વાધો પડે, તો તે બાબતની ફરિઆદ સાબળી તેનો ચુકાદો આપવાનુ કામ આ ખાતાનુ છે. આ કામ કરવા દરેક તાલુકામા મુન્સફ હોય છે તાલુકો નાનો હોય, તો બે તાલુકા વચ્ચે એક મુન્સફ હોય છે

**કેળવણીખાતું**—આપણી શાળાઓ આ ખાતાની દેખરેખ નીચે ચાલે છે. તેમા જિલ્લા વાર ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, અને તેમના હાથ નીચે તાલુકા વાર આસિસ્ટટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હોય છે તેઓ શાળાઓની પરીક્ષા લે છે

**બાંધકામ ખાતું**—જાહેર રસ્તાઓ સરકારી મકાનો, તથા કુવા, તળાવ વગેરે બધાવવા તથા સમરાવવા સરકારે આ ખાતુ સ્થાપ્યુ છે તેના ઉપરી **જિલ્લાના ઇજનેર સાહેબ** છે. તેમના હાથ નીચે દરેક તાલુકામા **ઓવરસિઅર** હોય છે

**સુખાકારી ખાતું**—ગરીબ લોકોને મફત દવા આપવાને અને મડદાની માવજત કરવાને દરેક જિલ્લામા એક મોટુ

સરકારી દવાખાનુ હોય છે તેના ઉપરીને **સિવિલ સરજન** કહે છે તેના હાથ નીચે દરેક તાલુકાના મુખ્ય ગામમા પણ દવાખાનુ હોય છે, ત્યા ડાકતરો દવા આપે છે.

**પોસ્ટ ખાતું**—કાગળો, પૈસા તથા બેગીઓ એક સ્થળેથી બીજે સ્થળે મોકલવાનુ કામ આ ખાતું કરે છે, તથા આ ખાતા જોડે **સેવિંગ બેંક** પણ હોય છે, તેમા ગરીબ લોકો પોતાના પૈસા વ્યાજે મકી શકે છે આ ખાતા તરફથી **પોસ્ટ ઓફીસો** ચાલે છે. તેના ઉપરીને **પોસ્ટ માસ્તર** કહે છે પોસ્ટમાસ્તરના ઉપરી **સબ પોસ્ટ માસ્તર**, અને તેના ઉપરી જિલ્લાના **પોસ્ટલ ઇન્સ્પેક્ટર** છે

**લોકલ ફંડ ખાતું**—સરકાર જમીનનુ જે મહેસુલ લે છે, તે ઉપરાત એક રૂપીએ એક આના પ્રમાણે ખેડુત પાસેથી વધારો લઇ તેનુ એક ફંડ સ્થાપવામા આવ્યુ છે તે **લોકલફંડ** કહેવાય છે આ ફંડમાથી કુવા, વાવ, રસ્તા વગેરે બંધાવવામા તેમજ શાળાઓ પણ ચલાવવામા આવે છે આ ફંડનો કારભાર પ્રજાના માણસો તથા સરકારના અધિકારીઓ મળી કરે છે આવી સંસ્થા દરેક તાલુકા અને જિલ્લામા છે. તાલુકાની સંસ્થા **તાલુકા લોકલ બોર્ડ** અને જિલ્લાની **જિલ્લા લોકલ બોર્ડ** કહેવાય છે

**મ્યુનિસિપાલિટી**—મોટા શહેરોમા આ ખાતું હોય છે તેમનુ કામ શહેરોની સુખાકારી જાળવવી, રસ્તા બંધાવી સાફ કરાવવા, દીવાબત્તી કરવી, છોકરાઓને માટે પ્રાથમિક શાળાઓ ચલાવવી, 'સ્વચ્છ' પાણી 'પૂરૂ પાડવાની ગોઠવણ કરવી વગેરે હોય છે શહેરનો વહિવટ શહેરીઓ મારફત

ચાલે છે આ વહિવટ ચલાવવા, તેઓ મકાનો ઉપર તેમજ આવતા જતા માલ ઉપર કર નાખી પૈસા ભેગા કરે છે.

આ સિવાય આબકારી ખાતું, શિતળા ખાતું, જંગલખાતું, વગેરે ઘણા ખાતા છે કમિશનર સિવાય ઉપર કહેલા ખાતા પર દેખરેખ રાખવા વિભાગમા એકેક મુખ્ય અમલદાર પણ હોય છે.

સમાપ્ત.